# ગાંધીનિર્વાણ-આખ્યાન

કર્તા:- જેઠાલાલ ત્રિવેદી



# ગાંધીનિર્વાણ-આખ્યાન

કર્તા:- શંકરલાલ ત્રિવેદી



શ્રી નગીનદાસ ગ્રંથમાળા પુષ્પ ૯મું

# ગાંધીનિર્વાણ આખ્યાન



કર્તા


જેઠાલાલ નારાયણ ત્રિવેદી

રાંધેજા [ઉ. ગુજરાત]



પ્રકાશક :

ઊંઝા ફાર્મસી લિમિટેડ

ઊંઝા [ઉ. ગુજરાત]

# અર્પણ

પુણ્યશ્લોક મહાત્મા ગાંધીજીના
સેવામંત્રના પરમ ઉપાસક
ગુજરાતના મૂગા જનસેવક
પૂજ્ય રવિશંકર મહારાજને

## પ્રકાશકનું નિવેદન

પરમ વંદનીય પૂજ્ય મહાત્મા ગાંધીજીનું જીવન હિન્દનાજ નહિ બલ્કે આખા વિશ્વના લોકોને પ્રેરણા આપે તેવું ઉન્નત અને અપૂર્વ છે એમના એ અપૂર્વ જીવનને એમના મૃત્યુએ વળી અધિકતર મનોજ્ઞ બનાવ્યું છે એમના નિર્વાણને લગતા પ્રસંગોને કાવ્યમા ગૂંથીને સરળ શૈલીમા "ગાંધી નિર્વાણ આખ્યાન"ની રચના ભાઈ જેઠાનાથ ત્રિવેદીએ કરેલી છે

આ આખ્યાનની સરળ શૈલીને લીધે ગ્રામ્યજનતા તથા થોડું ભણેલા ભાઈબહેનો પણ તે સમજી શકશે એમ લાગે છે એનું સમૂહગાન કે શ્રવણ નિરક્ષર ભાઈબહેનોને પણ પૂ ગાંધીજીના ગુણગાનમા નિમગ્ન કરશે એવી આશા સાથે આ આખ્યાન 'શ્રી નગીનદાસ ગ્રંથમાળા'ના નવમા પુષ્પ તરીકે અમે જનતાની સેવામા રજૂ કરીએ છીએ

આશા છે કે ગામડામા વસતા ભજનોના ભાવિકજનો બીજા અભણ ભાઈબહેનોને પૂ ગાંધીજીના ગુણગાનનું પાન આપવા આ આખ્યાન વખતોવખત ગાઈ સંભળાવશે

આ પુસ્તકમા નિર્વાણ, [illegible] વપરાયા છે તેના અર્થ જૈન રીતે ન કરતા [illegible] તરીકે કરવાના છે

ઊંઝા
ચૈત્ર વદ ૫, સં ૨૦૦૫

લી સેવક,
વ્યવસ્થાપક શ્રી નગીનદાસ ગ્રંથમાળા

આખ્યાન-શૈલી હાલ ઘણીવાર હળવા રમૂજી પ્રસંગો કે કટાક્ષો માટે યોગ્ય છે. પણ તેથી તે શૈલી ગંભીર વિષયો માટે પ્રતિકૂળ છે એમ માનવા કારણુ નથી કારણકે ગંભીર વિષયો માટે મધ્યકાલીન કવિઓએ તે યોજી છે અને તેમા નવે રસોની કવિતાનો પ્રવાહ સફળ રીતે વહાવ્યો છે. કટાક્ષો કે રમૂજી પ્રસંગો માટે તે સફળ થવાનુ કારણ ઘણુ કરીને તેની સરળતા અને લોકપ્રિયતામાંજ હોઇ શકે મારી નમ્ર માન્યતા પ્રમાણે આખ્યાન-શૈલી ગુજરાતની આમપ્રજાના ઘેરઘેર પહોચી પરિચિત બનેલી છે, એટલે પૂ બાપુજીના ગુણગાન માટે તેજ વધુ યોગ્ય છે. આ પ્રકારનો આ મારો પ્રથમ પ્રયાસ હોઈ તેમા અનેક ખામીઓ રહી હશે, જે બદલ વાચકોની ક્ષમા યાચના કરૂ છુ.

બીજી એક વાત પણ અહી નોંધવી જોઇએ આ આખ્યાન રચતી વખતે મારી પાસે પૂ ગાધીજીના જીવનને લગતુ કોઈ પુસ્તક કે ઇતર સાહિત્ય ન હતુ લખવાની પ્રબળ ઉર્મિને વશ બની મે તતુ સાહિત્ય મેળવી લેતાં સુધી લેખનકાર્ય અટકાવ્યુ પણ નહિ. પરિણામે આમા આલેખેલી ઘટનાઓ માટે મોટે ભાગે યાદદાસ્ત ઉપરજ આધાર રાખ્યો છે. તેથી કોઈક પ્રસગોના ક્રમમા કે વિગતોમા ઓછી ચોકસાઈ જણાય તો ક્ષતવ્ય ગણાય વળી આ કોઈ ઈતિહાસ કે ચરિત્રગ્રથ નથી એટલે કલ્પનાને પણ થોડીક છૂટ તો મળવીજ જોઇએ

પૂ મહાત્મા ગાધીજીના મૃત્યુનો પ્રસગ નવના સમગ્ર ઉજ્જવળ જીવનને માથે અક્ષય કીર્તિનો કળશ ચઢાવી જાય છે. એજ પ્રસંગ આ આખ્યાનનો વિષય બનેલો છે તે પ્રસંગ ઉપર આવતા પહેલા પૂ બાપુજીના પૂર્વજીવનને સક્ષેપમા આલેખી બતાવ્યુ છે. હિંદના ભાગલાના પ્રસગથી વિગતો કઇક વિસ્તારથી બતાવી છે. આમાના પ્રસગો કેવળ ઇતિહાસ નહિ પણ કાવ્યની કલ્પનાના વિષયો છે,

એવી સ્પષ્ટતા ફરીને પણ એકવાર કરી લઉં છું મારા કોઈ આલેખનથી અજાણ્યે પણ કોઈ સમકાલીન વ્યક્તિને અન્યાય થવા જેવું થયું હોય તો તે માટે ક્ષમા યાચના કરું છું

આ આખ્યાનનો આમુખ પૂ. મહાત્માજીના એક જૂના સાથી અને સૈનિક ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ લખવાના હતા. તેમની છેલ્લી બીમારી વખતે તેમણે પ્રોત્સાહનપૂર્વક મને જણાવેલું કે 'પથારીવશ રહેવું પડશે તો પણ આમુખ તો લખી કાઢીશ.' પણ ઈશ્વરની ઇચ્છા જુદીજ હતી. પુસ્તક છપાઈ તૈયાર થતા પહેલાજ ટૂંકી બીમારી બાદ તેઓ સ્વર્ગવાસ પામ્યા. એટલે એ આશા ફળીભૂત ન થઈ. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાશ્વત શાંતિ આપે એમ કૃતજ્ઞભાવે પ્રાર્થના કરું છું

આ આખ્યાનને સવેળા પ્રકાશમાં લાવવા બદલ ઉંઝા ફાર્મસીવાળા શેઠ શ્રી ભોગીલાલભાઈનો ખાસ આભારી છું. આ પ્રકાશન અંગે યોગ્ય સૂચનો કરવા બદલ મારા મિત્ર શ્રી છોટુભાઈ પંડિતનો અને મારું અલ્પ અર્પણ સ્વીકારનાર જાણીતા જનસેવક પૂ. રવિશંકર મહારાજનો પણ અત્યંત ઋણી છું

—જેઠાલાલ ત્રિવેદી



# ગાંધીનિર્વાણ આખ્યાન

(મંગલાચરણ)

વાગીશ્વરી ચરણમાં શિર હું ઝુકાવું,
દેવાધિદેવ સ્મરતાં કવિતા વધાવું:
જે ધન્ય જીવન અને વળી મૃત્યુ પામે
તે ગાંધી સંતચરણો ઉર આ પ્રણામે.

સત્ય ને અહિંસા કેરો, પૂજારી દેહ હોમીને
મહાનિર્વાણ પામ્યો તે, કથા કહું આખ્યાનમાં.

---

## કડવું ૧ લું

(સવૈયાની ચાલ)

સુદામાપુરીમાં મોહન જનમ્યા. સુર કરે સૌ 'જય જય' નાદ.
કર્યા ગાંધીને મંગલમંદિર. અમૃતના વરસ્યા વરસાદ:
ભરત ભોમના ભાગ્યતણો ત્યાં ઉજ્વળ ઉદય થયો રે ભાણ:
વયની સાથે વધે શીલ, સૌ મોહન કેરાં કરે વખાણ.

(ઢાળ)

ગયા વિલાયત, દયા પાસ ત્યાં. બૅરિસ્ટરની પદવી
મેળવી મોહન દેશ પધાર્યા. ભોમ જણાઈ નવી

ગયા આફ્રિકા લડવા માટે કેસ કૉર્ટના કપરા,
ગોરાઓની ખમી ટાપલી, થયા સવાયા જબરા.

રાજચંદ્ર શ્રીમદ વીતરાગી, મળ્યા ધર્મના જ્ઞાતા,
આત્મા ને ઈશ્વરની શંકા પૂછી મેળવી શાતા;
કર્મ, મોક્ષ ને જ્ઞાન તણા પ્રશ્નો શ્રીમદને પૂછે,
મોહન ધીમે ધીમે મંથી સત્ય ધર્મનું ચૂસે.

કૉર્ટ કેસ સૌ છૂટી ગયાં ને માનવતાને માટે
લડાઈ માથે લીધી મોટી, સત્યાગ્રહ ને સાટે.

હિંદીજનના સ્વમાન સારૂ, જુદ્ધ આદર્યાં જબરાં,
સત્ય અને અહિંસાનાં વ્રત તેં મોહન! લીધાં કપરાં;
જીતી જંગ અહિંસાનો ત્યાં તું આવ્યો ભારત ભોમે,
સ્વદેશ – પ્રીતિ કેરી સળગે જ્વાળા રોમે રોમે.

એ જ્વાળા મોહન! તેં સારા રાષ્ટ્ર મહીં સળગાવી,
આઝાદીની અજબ તમન્ના તારા બોલે આવી.

દેશબંધુઓ તણાં દિલ તેં મોહન! જીતી લીધાં,
સત્ય અને અહિંસાના મંત્રે મોઘાં કામણ કીધાં;
યુગની ઊંઘ ઉડી ને જાગ્યા મોહન તારા બોલે,
લાખ કરોડ જનો ને આસન ગોરાગોનાં ડોલે.

હિન્દ રાષ્ટ્રની મહાસભાને અંબર્ધી શોભાવી,
શ્રમમતીને વીર દધીચિ, ધૂણી તેંય ધીખાવી.

જાણ્યું એક દિને ને જગતે પોંચા સૌ કો કરડે,
મુઠી હાડકાં લંગોટી ને છે ઉઘાડે બરડે;
પાસે તોપ નથી તરવારો, નિઃશસ્ત્ર મોહનલાલે,
ત્હોયે પડકાર્યા ગૌરાંગો, કહ્યું: 'રાજ તમ સાલે'.

જે સામ્રાજ્ય પરે ના ભાનુ આથમતો લવલેશ,
જેની ફોજ અને શસ્ત્રોનો પાર ન પામે શેષ;
તેને આત્મબળેથી ગાંધી, તેં આપ્યો પડકાર,
'ધન્ય જનેતા' વિશ્વ વખાણે ગાંધીને જણનાર.

( વલણ )

ધન્ય જનેતા ગાંધીની, ભડ પાકયો ભૂમીમાંયરે;
એમ અધિક બિરદાવતા, સૌ સુર પધારે ત્યાંયરે.

---

## કડવું ૨ જું

( રાગ–મારૂ )

દેવ આવ્યા દધીચિઘાટે રે, મોહનને જોવા માટે રે,
જુએ મોહન નાણીનાણીરે, વળી સૂણે એની વીરવાણીરે.

જોઇ મોહનને મોહ પામ્યા રે, દેવ દધીચિઘાટે વિરામ્યારે,
કૈયે સત્ય–અહિંસા ધારી રે, લીધું દેશ સેવાવ્રત ભારીરે.

શ્વેત શશિકલા શી ખાદી રે, ધારે વસ્ત્ર વિદેશી બાળીફાડી રે,
નર–નારી યુવક–વૃદ્ધ જાગ્યાં રે, રેંટડો કાંતવા લાગ્યાં રે

વૈભવ ને સાહ્યબી છોડી રે, ઊંચી પદવીનો મોહ છોડીરે,
કૈંક રત્ન સમાં નરનારીરે, રહ્યાં ગાંધી પાસે વ્રત ધારી રે.

ઋષિમુનિજનોના જેવી રે, આશ્રમની પ્રણાલિકા કેવી રે!
બ્રહ્મચર્ય સંયમાદિ કેરાંરે, લીધાં બાપુએ વ્રત અનેરાં રે.

સત્ય અહિંસા સાથે લંગોટી રે, છોડી દેહ વરણાગી ખોટીરે,
સ્વાદ છોડ્યા પંચેન્દ્રિયો કેરારે, ઠોક્યા સાબરમતીએ ડેરારે.

સ્વાદ નિમક સરખા છોડ્યારે, વ્રતે આશ્રમજનને જોડ્યારે;
ત્યજ્યું અન્ન ને વનફળ ખાતારે, સદા સાદાઇના ગુણ ગાતારે.

ગૌણ સ્થાન યંત્રોને આપ્યું રે, મહત્ત્વ માનવનું સ્થાપ્યું રે;
સેવા સ્વાશ્રય સાથે શોભે રે, એમ શિખાવ્યું આપ નિર્લોભે રે.

સેવાવ્રત લાખોએ લીધાં રે, સૌને બાપુજીએ બુદ્ધ કીધાં રે,
કરે અનશનથી વ્રત શુદ્ધિ રે, અણિશુદ્ધ રાખે નિજ બુદ્ધિ રે.

કહેઃ "હિંદને મુક્તિ અપાવું રે, વિશ્વે પ્રેમનું રાજ સ્થપાવું રે,
"જૂડી પાડું તરવાર ને તોપરે, થાય ભૂમીથી યુદ્ધનો લોપ રે."

વિશ્વ વાણી સૂણી મોહ પામે રે, પેગંબરને પાય પ્રણામે રે,
બુદ્ધ મહાવીરનો સંદેશો રે, ગાંધી દ્વારા ભણે દેશદેશો રે.

દીન અછૂતને ઉદ્ધારે રે, ધાયે પીડિત કેરી વ્હારે રે,
એવું અપૂર્વ ગાંધી ચરિત્ર રે, જોઈ જનમન થાય પવિત્ર રે.

સૂનો અભ્રમતીનો કિનારોરે, બન્યો દેવઋષિનો ઉતારોરે,
ડગ્યા પરદેશી રાજ્યના પાયારે, મોહન રાજરાજેન્દ્ર ગણાયા રે.

પછી અહિંસા જંગ ખેલાયા રે, જોવા દેવમુનિ સૈ આવ્યા રે;
લાઠી, ગોળી ને કારાગારે રે, સરકાર સિતમ ગુજારે રે.

દ્રહોયે મરજીવા રોજ આવે રે, શાંતિથી સિતમ વધાવે રે;
ગાંધી જીસસ જેવા લાગે રે, એમ વિશ્વના લોકો ભાખે રે.

ઘણી વરસી જુલમની ઝડીઓ રે,તોયે ગાંધીજન પાછો ન પડિયો રે,
ગોરા ભિતર કેવા કાળા રે, જગે જાણ્યું, થયા અકારા રે.

જુદ્ધ ત્રીસ સવંત્સર ચાલ્યું રે, એણે બ્રિટિશરાજ હલાવ્યું રે;
નવું અહિંસા યુદ્ધ બતાવ્યુ રે, ગાંધીજીએ સત્ય શીખાવ્યું રે.

કેં બત્રીસાનો હોંમ દીધો મુક્તિ કેરા જગમાં,
હસતે વદન હોમાય નર ને નારી આવી રંગમાં;
"હિન્દ છોડી જાવ ગોરા!" બોલ બાપુ ઉચર્યા,
એ સૂણી બ્રિટિશરો ઉછળી પડયા ક્રોધે ભર્યા.

બાપુ પૂર્યા કારાગૃહે કસ્તુરબા છે સંગમાં,
'જીતો અગર જંગે પડો, બાપુ કહે રણરંગમાં.'

આઝાદ ને પંડિત પૂર્યા, ત્યાં મુક્ત વલ્લભ હોય ના,
લોકને દોરી શકે એવોજ રાખ્યો કોઇ ના.

પણ જંખના મુક્તિતણી જાગેલ જનની શેંશમે?
બંદુક, લાઠી ફાંસીના સિતમો બધા જનતા ખમે.

રે લક્ષ્મીના અવતાર શાં કસ્તુરબા જંગે પડયાં,
ને શિવરુપી મહાદેવનાંયે ભસ્મ-અસ્થિ ,ત્યાં ચડયાં;

બાપુતણા બે હાથ ભાગ્યા એમ, તોયે ના ડગ્યા,
ભય અને નિર્વેદની એ ઉરમાં નો કે જગ્યા.

એ જંગને અંતે થઇ જાંખી અહો મુક્તિતણી,
પણ હાય! ભારત – ભાગલાની વિશ પડી વખની કણી.

( વલણ )

'ભારતના બે ભાગલા, કરો હિંદુ મુસ્લીમ ભિન્ન રે!'
વાણી ગોરાંની સાંભળી, થયા નેતા ખિન્ન રે.

---

## કડવું ૩ જું.

બડા લાટ ભારતના બોલે, સૂણો ભારતવાસી રે
ભારત ઉપર રાજ કરંતાં, અમે ગયા છીએ ત્રાસી રે.
રાજ તમારૂં તમને સોંપી, બ્રિટન જવા છે રાજી રે,
વગર નફાના ભારત કાજે, બન્યા આજ લગી કાજી રે. બડા.

અમે હોત ના હિંદ વિષે તો હિંદ થયું હોત પ્રાજે રે,
આજે હિંદ સુખી છે તેતો બ્રિટિશ તણા સુગજે રે. બડા.

હિંદુ મુસ્લીમં લડે રોજ જો બ્રિટિશનું રાજ્ય ન હોયે રે,
કહો વળી આ સ્વરાજ કેરી વાત શીખાડી કોયે રે! બડા.

આંગ્લ – જનોના સંપર્કે ને સાહિત્યે પોષાયા રે,
આજ ભલે ને સ્વરાજ માગો, અમે નથી રોષાયા રે. બડા.

ભારતના મહામિત્ર અમે તો, દુઃખમાં હિંદ સંહારો રે,
સુખમાં તમને સ્વરાજ આપી, જવા વિચાર અમારો રે. બડા.

ગ્રેટબ્રિટનને માથે નાંખી ફરજ ઈશ્વિરે એવી રે,
કે ભારતની જુમ્મેદારી શિર અમારે લેવી રે. બડા.
હવે અમે તો જઈશું બાબા, પણ બહુ ચિંતા થાયે રે,
હિંદુ મુસલમાન હજીય મળી ના એક રાગથી ગાયે રે. બડા.
જનાબ ઝીણા રોજ ચેતવે, સ્વરાજ જો દઈ દેશો રે,
મુસ્લીમો નારાજ થશે તો પછી મને ના કહેશો રે. બડા.
પાકીસ્તાન મુસલમાન માગે, તેય વિચારી લેવું રે,
તમે બેઉ મળીને બોલો, લેવું કે ના દેવું રે. બડા.
નેતાઓ ભારતના ઝટપટ સ્વરાજ લે સંભાળી રે,
કોમી પ્રશ્ન પતાવી સત્વર વિલંબ ને દે ટાળી રે. બડા.

(વલણ)

ગોરા હાકેમ ઈમ કહે, લ્યો હિંદીજન રાજ રે,
પણ ભેળા થઈ આવજો, કે વણસે ના તમ કાજ રે.

---

### કડવું ૪ થું

( પછી સુદામોજી બોલિયા સુણ સુંદરી રે—એ રાગ)

કહે વલ્લભ આ વાણી સૂણી ઓ બાપુજી !
બોલ્યા ગોરાઓનાં ઉર સદા હું માપુજી.
એની દાનત ખોરું ટોપરૂં ઓ બાપુજી !
એને દેવું નથી જ સ્વરાજ હું તો સત્ય માપુજી.
એતો પેંધ્યા પલ્યા છે હિંદમાં ઓ બાપુજી !
આ તો માંડ્યા છે ખાલી ખેલ હું સત્ય માપુજી.

મીઠી મીઠી વાતો કરે હો બાપુજી !
ગજ ભરે તસુ ના વેતરે સત્ય માપુજી.

પક્ષો પાડીને રાજ કરે હો બાપુજી !
એણે છોડી નથી એની ચાલ હું સત્ય માપુજી.

એને હિંદ ગમે ના છોડવું એ બાપુજી !
ઓચી ઝાલીને જો ન છોડાવશું સત્ય માપુજી.

એના ફેરવ્યા જો ફરશું સુણો એ બાપુજી !
થશે ઘાંચીના બેલની ગત્ય હું સત્ય માપુજી.

એને સાફ કહી દો એમ તમે એ બાપુજી !
'તું તો છોડીને જા પંચાત' હું સત્ય માપુજી.

એને પારકી શી પંચાત છે હો બાપુજી !
એનું બીસ્તર બાંધવે કામ, હું સત્ય માપુજી

બે બિલ્લી ને વાંદર તણી હો બાપુજી !
એણે આદરી જૂની રીત હું સત્ય ભાખુજી.

હવે દેશ થયો છે અધીર બધો હો બાપુજી
માટે માગોને સીધો જવાબ હું સત્ય ભાખુજી.

માનભેર જવું હોય તો જાય કહો એ બાપુજી !
નથી લાકડાં લડાવ્યે સાર હું સત્ય ભાખુજી.

એનો હૃદયપલટો થયો નથી હો બાપુજી !
જેથી ચોટાડે કૂણીએ ગોર હું સત્ય ભાખુજી.

કહો ગોરાને આળપંપાળ તજી હો બાપુજી !
ઝટ સોંપે અનામત માલ હું સત્ય ભાખુજી.

(વલણ)

બીસ્તર માંડે જો બાંધવા, તો બંધાવવા તૈયાર રે;
નહિ તો મૂકી ભાગવાં પડશે સાગર પાળ રે.

---

## કડવું ૫ મું

( રાગ ઉપરનો )

સૂણી બાપુજી બોલિયા વીર વલ્લભ રે!
તમે ધરો ને થોડી ધીર થશે સહુ સુલ્લભ રે.
આપણો સત્ય તણો સંગ્રામ હો વીર વલ્લભ રે!
નવ સત્યને આવે આંચ, થશે સહુ સુલ્લભ રે.
સૌનેય સજ્જન માનવા વીર વલ્લભ રે!
એ તો આર્ય-રીતિ અણમોલ થશે સહુ સુલ્લભ રે.
હવે થાક્યું છે બ્રિટિશ રાજ હો વીર વલ્લભ રે!
નહિ પાલવે કાંટાળો તાજ, થશે સહુ સુલ્લભ રે.
ન આંબા ઉતાવળે પાકતા વીર વલ્લભ રે!
આ તો ગંભીર મોટું કાજ, થશે સહુ સુલ્લભ રે.
પક્ષો એ પાડે ભલે વીર વલ્લભ રે!
પણ સંપનું આપણે હાથ, થશે સહુ સુલ્લભ રે.
ગોરાઓ મિત્ર રહે સૂણો વીર વલ્લભ રે!
એવી છે મારી ઇચ્છાય, થશે સહુ સુલ્લભ રે.

માનું પલટયું છે બ્રિટનનું ઉર હો વીર વલ્લભ રે!
મને શંકા નથી લવલેશ થશે સહુ સુલ્લભ રે.

આપણ ખેલ્યા અહિંસક જંગ હો વીર વલ્લભ રે!
એમાં હોય ન પ્રેમની ઓટ, થશે સહુ સુલ્લભ રે.

તમે જનતાને હિંમત આપજો વીર વલ્લભ રે!
કોઈ થાયે ન લેશ અધીર, થશે સહુ સુલ્લભરે.

મારે સ્થાપવો સંપૂર્ણ સંપ હો વીર વલ્લભ રે!
જાઉં ઝીણા જનાબની પાસ, થશે સહુ સુલ્લભ રે.

મારો બેલિયો છે ભગવાન, હો વીર વલ્લભ રે!
એનો મોટો મને આધાર, થશે સહુ સુલ્લભ રે.

પીધા કેંક કટોરા ઝેરના વીર વલ્લભ રે!
હવે હારવું શાને કાજ થશે સહુ સુલ્લભ રે.

પહેલી ગોષ્ઠી કરૂં ઝીણા થકી વીર વલ્લભ રે!
પછી ગોરા સાથે વાત, થશે સહુ સુલ્લભ રે.

(વલણ)

વાત ગળે ના ઉતરે, વલ્લભ ધૂણાવે શિર રે,
પણ બાપુને બોલડે, જ્યમ ત્યમ રાખે ધીર રે.

## કડવું ૬ ઠું.

ઝીણા સાથે કીધી ગોષ્ઠી, તલમાં કંઈ ના તેલ રે,
ઘણું મથ્યા મોહન તોયે ના પડયો જ કાંઈ મેલ રે ૧

વડા પુરૂષ સૌ એમ વિમાસે, આનું તે શું થાય રે,
નાહાની–નાનમ સૌ આમાં તો આપણી દેખાય રે. ૨

ઝીણા તો બસ બેઠા પકડી, પાકે રાષ્ટ્રની વાત રે,
સમજે ના સમજાવ્યા એમાં થાય દેશની ઘાત રે ૩

બાપુજીને થયો બળાપો, દ્વિ રાષ્ટ્રની દરખાસ્ત રે,
સ્વીકારે પોતે તે કરતાં નિજની ઈચ્છે ઘાત રે ૪

વલ્લભ જેવા કરડે હોઠ્યા, બ્રિટનને દે દોષ રે,
કોઈ રીતે કાઢો ગોરાને, એમ કહે સરોષ રે. ૫

કોમી ઝેર તણો પીવાયે કેમ કટોરો આમ રે,
સ્વરાજ લેતાં ઉલટું આતો વગોવાય સુનામ રે. ૬

સાંપે આતો ગળ્યું છછુંદર, ના ગળાય ના મૂકાય રે,
અકળામણમાં નેતા સઘળા, ત્રાહિત્રાહિ થાય રે ૭

'ભાગ ભલે મુજ થાય દેહના, ભારત ના છેદાય રે,'
એમ વદે બાપુજી બળતા, ઉરના કટકા થાય રે ૮

"આવો તો ઉતપાત મેં ના જોયો રે,
"મારું ગુલામીને ઘેન આતમ ખોયો રે. ૯

( રાગ—ગરબીનો )

"ગામે ગામ મંદિર મસ્જીદ પાસે પાસે રે,
"હવે હિંદુ મુસલમીન ભિન્ન કેવા થાશે રે! ૧૦

"ભૂમી ભારતની બે આંખ કેરાં રત્નો છે,
"તેને કેમ કરી છેદાય આવા યત્નો એ? ૧૧

"એક માટીમાંથી માયે જણ્યા બે પુત્રો રે,
"તેનાં કેમ થયાં છે આમ અવળાં સૂત્રો રે!" ૧૨

સૂણી વલ્લભ વાણી ઉચરે "ઓ બાપુજી !
"તમે રીસ કરોના લેશ હું સત ભાખુજી. ૧૩

"એક માડીજણ્યા બે પુત્ર મોટા થાતાં રે,
"જુદાં માંડે છે ઘરસૂત્ર ના શરમાતાં રે ૧૪

"ભલે હિંદુ મુસલમીન ભિન્ન બાપુ થાયે રે,
"પણ ગોરાઓનું રાજ અહિંથી જાયે રે. ૧૫

"એ નારદ દૂર થયા પછી હો બાપુજી !
"થશે હિંદુ-મુસલમાન એક હું સત્ય ભાખુજી." ૧૬

ત્યારે પંડિત નહેરૂ બોલિયા "ઓ ગાંધીજી !
"આપણુ પાણી પહેલાં પાળ લ્યોને બાંધીજી. ૧૭

"મળી હિન્દુ—મુસલમીન હાથ સતા કરિયેજી,
"એક વચગાળે સરકાર આપણુ રચિયેજી. ૧૮

"કામ કરતાં કોમીઝેર થોડું થોડું ઉતરશે,
"વળી નવા અનુભવ ઉર આવી ઉઘડશે." ૧૯

(વલણ)

વાત જવાહરલાલની, ઉતરી સૌને ઉર રે;
કામચલાઉ સરકાર કેરી લીધી માથે ધુર રે. ૨૦

---

## કડવું ૭ મું

હવે નારદને ચિત્તે થતી ચટપટી રે
ગૂંચ ઉકલી જશે શું આ અટપટી રે!

કહે કોમી જૂથોને શું બેસી રહો રે!
મુખે 'પાક પાક' બોલવાથી શું લહો રે? હવે.

ક્રૂર કોમી તે ઝેરનાં ઝનૂન ચડયાં રે,
ભૂમી ભારતમાં વિખ વરસી પડયાં રે. હવે.

મૂકી સાનભાન દૈત્ય કોમી ઘૂમતા રે,
નાનાં બાળકો કે નારીઓ ન મૂકતા રે. હવે.

પર કોમ દેખી ઝેરની જ્વાળા છૂટે રે,
કરે ઠૅર કાપી, બાળી દ્રવ્યને લૂટે રે. હવે.

કંઈ બાળ કૂણાં રાક્ષસો વધેરતા રે,
નારી ગર્ભનેય દુષ્ટ દૈત્ય ચીરતા રે. હવે.

લૂટે નારીઓનાં શીલ પૂરા પાશવી રે,
કરે રૂધિરનું પાન તરસ્યા ખવી રે. હવે.

બસ કત્લ, આગ ખંજરો ઉછળે રે,
મહા ધ્વંશની લીલાથી ભૂમી ઉકળે રે. હવે.

નાસભાગ થાય આર્ત્ત ચીસો પડે રે,
નવ માનવતા ક્યાંય શોધી જડે રે! હવે.

પર રાષ્ટ્રના હાકેમ જોયા કરે રે,
સંપ શિખામણની ધાત સામે ધરે રે. હવે.

છોડ હુકમ ને સહાનુભૂતિ દાખવે રે,
પણ પોલીસ ડાકુને જાણે સાચવે રે. હવે.

"મહાધ્વંશ!" ભાષ્ય એમ ગોરા કરે રે,
"પાકીસ્તાન કાજ મુસલમાન વિફરે રે. હવે

"ચરૂ ભારતનો આમ ભાઇ ઉકળે રે,
"પછી રસ્તો આમાંથી કેમ નીકળે રે!" હવે

(વલણ)

'રસ્તો આનો નીકળે તો જઇયે ઝટ સ્વદેશ રે',
એવું ગોરા બોલતા, ધરી કુટિલતા વેશ રે.

---

## કડવું ૮ મું

લેભાગુઓ સમજાવે છે, નથી હવે કોઈ આરોજી!
પાકીસ્તાન ફગાવી દેને, દૂર બલા આ ટાળોજી!
ભારતના ભડ ભેગા થઇને ગોષ્ઠી ગુપ્ત ચલાવેજી,
શું કરવાથી અનિષ્ટ કેરો અંત હવે આ આવેજી.

ગાંધીજીને હૈયે દારુણ દુઃખ દાવાનળ લાગેજી,
અંધકાર દીસે ચોપાસે, પ્રકાશ પ્રભુનો માગેજી!

ક્રોડ લોકનું ભવિતવ્ય તે હોડ વિષે કયમ મૂકવુંજી ?
સેવા કરતાં સેવ્ય તણું તે હિત જરી ના ચૂકવુંજી.

વડાપુરુષ બોલાવી બાપુ નિર્ણય ચોક્ખો માગેજી.
"પૂરો તોલ કરીને કહેજો, સૌને સાચું લાગેજી,"

"કહે બાપુને ભાલેભાલું," વડાપુરુષ પદ નામીજી,
"રાષ્ટ્રહિતમાં આપ બાપુજી! અનન્ય ભાવે કામીજી,

"આપ થકી કો અધિક રાષ્ટ્રનું હિત અટાણે સમજેજી!
"આપ કહેશો તે સૌ અમને વળી રાષ્ટ્રને ગમશેજી

"આજ લગી દોર્યા છે બાપુ! અમને સૌને આપેજી.
"આપ વિના ના હવે નાવડી માર્ગ અમારી કાપેજી!"

અંતર કેરા મૌન વિષે પળ બાપુ ડૂબકી મારેજી,
મરજીવો શું મોતી માટે ડૂબે ઊંડાં વારિજી!

મ્લાન વદનથી બોલ્યા અંતે કસ્તુરબાના સ્વામીજી:
"આજ ન જાણું મેઘાડંબર શ્યામ નિશા ઉર જામીજી,

"ભવિતવ્ય ભારતનું મુજને જાણે લાગે કાળુંજી.
"માર્ગ જડે ના કોઇ મને, શી રીત આફતને ટાળુંજી?

"પ્રજા પૂરો વિશ્વાસ મૂકે છે તે સાચો ઠેરવવોજી.
"નિર્ણય એવો કરજો કે ના પાડે ફરી ફેરવવોજી."

અચાં ચ્હ.રી દંઈ નેતાઓ ઉભરા ઉરના કાઢેજી,
અતે લીધો નિર્ણય છો લીગવાદી છેડા ફાડેજી.

(વલણ)

ભારતના બે ભાગલા, કીધ ભગત ઉરે મંજુર રે;
નેતાઓની આંખ વિષે ન માય આંસુ પૂર રે

---

## કડવું ૯ મું

ભાઇ! તે દિ વજ્જર રોયાં રે, પથ્થરોએ આંસુડાં ટોયાં રે,
પડયા જે દિ ભારતના બે ભાગ,
લાગી વીજ જેવી ઉરેઉર આગ
ભાઈ! તે દિ વજ્જર રોયાં રે.

બાપુજીને નેણુને નેવેરે, જાણે ઘનશ્રાવણ ચૂવે રે,
થયા જે દિ ભોમ તણા બે ભાગ,
ઘરે ઘર કાળા કળેળ્યા, કાગ
ભાઈ! તે દિ વજ્જર રોયાં રે.

ભાઇ! તે દિ ભડ તો રોયા રે, દઝાતે ઉર મેં જોયા રે,
પડ્યા શસ્યશ્યામ ભૂમીના બે ભાગ;
બળે જાણે ઉરનો બાવન બાગ.
ભાઇ! તે દિ વજ્જર રોયાં રે

ભાઈ! તે દિ' ડુંગર ડોલ્યારે, જાણે કાળપુરુષ બોલ્યારે:
"ભૂંડાઓ પાડયા ભૂમીના જે ભાગ,
"જળાવી સુખ વિષે તમ આગ"
ભાઈ! તે દિ' વજ્જર રોયાં રે.

ભાઇ! તે દિ' રિપુઓ રીઝયારે, નેણે વક્રહાસ્યની ત્રિજયારે,
ભારતમાતના પાડયા બે ભાગ,
ભલો સંતાન મલ્યો છે લાગ,
ભાઈ! તે દિ' વજ્જર રોયાં રે.

કઠોર શું વજ્જર રોયાં રે, જાણે જગ આંસુડે ધોયાં રે,
પડયા જે દિ' ભારતના બે ભાગ,
ડંશ્યો જાણે દેહને કાળો નાગ,
ભાઈ! તે દિ' વજ્જર રોયાંરે,
પથ્થરોએ આંસુડાં ધોયાં રે.

(વલણ)

ભૂમી તણા બે ભાગલા, હિંદ પાકીસ્તાન નામ રે;
સકળ વિશ્વ વિસ્મે થયું, સૂણી આપણું કામ રે.



## કડવું ૧૦ મું

હમે અંગ્રેજ બાંધે છે બધા પોટલા રે,
તજે ભારતભૂમીના રૂડા રોટલા રે.

જતાં જતાંયે ગૂંચાવી જાય ચોટલા રે,
મૂકે કેરી રસ ચૂસી ખાલી કોટલા રે. હવે.

નવી નહેરૂ—સરકાર સત્તા ધરે રે,
ગોરા હાકેમ આજ્ઞાને એની શિર ધરે રે. હવે.

દુઃખમાંય એમ સૂર્ય તો સ્વરાજ્યનો રે,
જાણે ઉગ્યો ભારત કેરા ભાગ્યનો રે. હવે.

લાલ કિલ્લામાં રાષ્ટ્રધ્વજ રોપિયો રે,
ગોરા ઉતારે જવાહરને ટોપિયો રે. હવે.

ગામેગામ શી સ્વરાજ્યની વાતો થતી રે,
નહેરૂ વલ્લભની જોડ જામી જતી રે હવે.

રોજ રાષ્ટ્રના પ્રધાન બાપુને નમે રે,
બાપુ બતાવે તે રાહ સૌને ગમે રે. હવે.

કહે બાપુ: " લિગે પાકીસ્તાન છો લીધું રે,
" સમય જતાં સમજશે ખોટું કીધું રે. હવે.

" માતૃભોમ છે ભારત મુસલમાનની રે,
" એને દેવી ન દુહાઈ પાકીસ્તાનની રે. હવે.

" ખીન–મહઝબી રાજ્ય ઘાં સ્થાપવું રે,
" ના કોમી ભેદોને સ્થાન આપવું રે." હવે.

કહે બાપુ: " આઝાદ! અભય આપજો રે,
" કે'જો મુસ્લીમને ભય ના રાખજો રે. હવે.

" ભલે પાક રાજ આજ છૂટું પેડે રે,
" નહિ હિંદમાં મુસ્લીમને કો નડે રે." હવે.

" ધન્ય બાપુજીની વાણી!" મૌલાના કહે રે,
" મારા હૈયામાં લેશ ના શંકા રહે રે. હવે.

" હિંદ અમારી યે માતૃભૂમી છે ભલી રે,
" એની ઈજ્જતને કાજ થાશું બલિ રે." હવે.

(વલણ)

એણીપેર વાણી બોલિયા, મૌલાના આઝાદ રે,
સૂણી કરે સૌ હર્ષમાં 'જયભારત'નો નાદ રે.

## કડવું ૧૧ મું

(ભુજંગીની ચાલ)

નવું રાજ સ્થાપ્યું, જૂની રાજધાની
મલ્યા દિલ્હીમાં સર્વ તેના સુકાની;
બજે હર્ષ ડંકા, નિશાનો ચડાવે,
નવા રાજ્યના લોક જયનાદ ગાવે.

પૂરે સાથિયા મોતીના સિંધુ હર્ષે,
મીઠી વાદળી બોધ અમૃત વર્ષે;
આજે રમ્ય સ્વાતંત્ર્ય શરણાઈ બાજે,
'જયહિંદ'નો નાદ સર્વત્ર ગાજે.

બન્યો હિંદ સુખે ઘણા મુક્ત આજે,
નવા જુગનાં ભવ્ય મંડાણ રાજે;
નવી રોશની હિંદ વિષે પ્રકાશે,
ભર્યાં કોડ હૈયાં નવી દિવ્ય આંશે.

ધ્વજે રાષ્ટ્રના ચક્ર જે રેંટિયાનું,
દીધું ગાંધી–કૃષ્ણે સુદર્શન માનું;
સ્વીકાર્યું અહા ચક્ર અશોક કેરૂં,
જગે જાણ્યું છે સ્વત્વ હિંદે અનેરૂં.

સુકાની રુડા રાષ્ટ્રના કોણ કેવા?
કરે હિંદની કેવી રીતે જ સેવા?
દઉં નામ સંક્ષેપમાં એ ગણાવી,
ગાંધી બાપુ છે સર્વની સિદ્ધ ચાવી.

(વલણ)

નામ તણી એ માળ કેરા, મેરુ મોહન એક રે;
પૂછ્યા વિણ પાણી પીએ ના પ્રધાન એવો ટેકરે.

—

## કડવું ૧૨મું

કોણુ કોણુ ભારતના નાયક, નમે બાપુને પાયજી,
દિવ્ય દશ્ય એ જોવા દેવો સ્વર્ગપુરીથી ધાયજી.

આ પંડિત નહેરૂ આવે એ કરોડપતિનો પુત્રજી,
સુખ વૈભવને લાત લગાવી, સાચવે દેશનું સૂત્રજી.
અગાધ વિદ્યા કેરો સ્વામી, બુદ્ધિનો વળી સાગરજી,
વડો પ્રધાન નમે તે આવી, બાપુના પદ આગળજી.

આ વીર વલ્લભ આવે એની મૂછે લીંબુ ઠરતાંજી,
એ ચક્ષુનાં ચાપ ચઢતાં દુશ્મનનાં દિલ ડરતાંજી.
નવલખ ગુર્જર જોદ્ધા એણે ભારતને રણ દોર્યાજી!
પ્રધાન રાજસ્થાન તણો ને કૈં કૌટિલ્યો ચોર્યાજી.

વલ્લભભાઇ બાપુને શિર સમીપ આવી નમાવેજી,
ત્યાં તો કોઇ તરલ તરુણી મીઠું હસતી આવેજી;
રાજકુમારી અમૃતકુંવર એ બાપુને પદ નામીજી,
આરોગ્ય-પ્રધાન સદાનાં એ બાપુપદસેવા-કામીજી.

ધીમી ચાલે આવી ગંભીર મૌલાના કર જોડેજી,
હસી 'આઇયે' કહી બાપુજી મૌન ધીરેથી તોડેજી.
પઢ્યા કિતાબ કુરાન તણી તે જીવનમાં ઉતારેજી,
મૌલાના શિક્ષણનું ખાતું ભારતમાં સંભાળેજી.

આ આગળ ચાલેથી ચાલ્યા, આવે કોણ પ્રધાન જી?
બૅરિસ્ટર આમ્બેડકર એ તો હરિજન નેતા મહાન જી.
બુદ્ધિશાળી, બંધારણના કાનુનમાં નિષ્ણાતજી,
સકોસ કરી વંદન બાપુને કરે ધીમેથી વાતજી.

મોટી મૂછના થોભાવાળા, શિર પર સાફો સોહેજી,
કાળાં ભમ્મર નેણો, દાઢી જોઈ જનગન મોહેજી.
ફોજપ્રધાન બળદેવસિંહ એ શીખ સરદાર કહાવેજી;
વિનયભરી એ કરી વંદના બાપુ પાસે આવેજી.

જૉન મથાઈ, જગજીવન ને ગાડગીલ સૌ આવેજી,
અન્ય પ્રધાનો આવી વંદે, બાપુને મન ભાવેજી.
ઝૂંચ પ્રધાનો કેરી ત્યાં કહેતામાં ઉકલી જાયેજી;
વિમળ વચન બાપુનાં સૂણી સૌને શાન્તા થાયેજી.

( વલણ )

વિમળ વચનને સાંભળી, થાય પ્રધાન પ્રસન્નરે;
દુગ્ધા દિલની ઓસરે ને, થાય હળવું મંનરે.

## કડવું ૧૩ મું

બાપુ બોલે સૂણો પ્રધાનો ભારતના બડભાગીજી,
ભારત કેરો ભાર લીધો તો પૂરા બનો સૌ ત્યાગીજી.

શોભાવો સૌ પ્રધાનપદ, ખાંડાની ધારે ખેલોજી,
સેવા માટે સત્તા લીધી સમજી દૂર મદ મેલોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

ભારતની મોંઘી મુક્તિ દો સૌને સરખે હીસ્સેજી,
નથી મૂડી એ કોઇ વર્ગની કે ઝટ ઘાલે ખીસ્સેજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

નાતજાત ને વર્ગ તણા સૌ જૂના ભેદો ભુલવાજી,
સમાન ભાવે મલિયે સૌ કો મુક્તિ માખણ લૂંટવાજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

મજુર, હરિજન ને ખેડુતો ગ્રામ્યપ્રજા મને પ્યારીજી,
પુરા દિલથી તમે પ્રધાનો, એને આપો યારીજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

સમાન હક્ક સૌ કોને આપો, નવભારત સરજાવોજી,
સત્ય અહિંસા પ્રેમ તણો અવનીમાં ધ્વજ ફરકાવોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

પાક રાજના કોમી પડઘો ભારતમાં નવ પાડોજી,
રાજતંત્રમાં ઘટે આપણા કોમ તણો ના વાડોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

મુસ્લીમોનાં ભ્રાતૃભાવે દિલ પ્રધાનો જીતોજી,
પ્રેમભરેલી આર્યનીતિની ઉદાર રાખો રીતોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

એમ થશે તો કોક સમે પસ્તાશે પાકીસ્તાનીજી,
સમજાશે આ ભેદ જુઠ્ઠા છે, સૌયે હિંદુસ્તાનીજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

ભારતના ભડ પંડિત! તારે માથે જુમ્મેદારીજી,
સત્ય પ્રેમ સરકાર ચૂકે ના, રાખ તું ખબરદારીજી
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

દીન હીનને પડખે પંડિત! સદા ઉભો તું રહેજેજી,
ત્યાગવીર હે! કઠોર કષ્ટો સૌ આવે તે સહેજેજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

રામરાજનું સ્વપ્ન હવે સાચું ભારતમાં સ્થાપોજી!
સેવાભાવે જનતા કેરાં દુઃખ દરિદ્ર કાપોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

પ્રેમ તણો સંદેશો સારા જગને જો હોય દેવોજી,
સર્વ પ્રથમ તો પાઠ આપણે ઘર આંગણથી લેવોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

પાકીસ્તાન અગર ભારતના ભેદ નથી મન મારેજી,
જનસેવા કરવી છે મારે જ્યાં ત્યાં અસાધારેજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

શેઠ તણી શીખ આંપા સુધી, સમજી મનમાં ધરજોજી,
ભારતના દીનહીનતણું કલ્યાણ સદાયે કરજોજી.
બાપુ બોલે સૂણો પ્રધાનો૦

( વલણ )

દીનહીનના દુઃખને સદા, પ્રધાન ધરો ઉરમાંય રે,
એમ થયે બઢતી જશે, આ સ્વરાજ્ય કેરી આંય રે.



## કડવું ૧૪મું

જૂના હસ્તિનાપુરમાં આજ, થયું છે સ્વરાજ
જોવા જઇએ રે,
પૂજ્ય બાપુજીના પાદ, પૂજીને આબાદ,
બેની થઇએ રે.—જૂના૦

નહિ જન જન વિષે ભેદ, ભણે એમ વેદ
થયું સિદ્ધ આજે રે,
નવભારત કેરૂં રાજ થયું સૌને કાજ,
બાપુ શિર રાજે રે.—જૂના૦

રૂડો પ્રેમ-અહિંસા મંત્ર, સ્વરાજને તંત્ર
બાપુજી ગૂથે રે!
ઉંચ, નીચના અંતરા ક્યાંય, નથી હવે ત્યાંય,
કોને કો ન રૂંધે રે.—જૂના૦

બાપુ રૂપે રઘુપતિ રામ, જઇ ઠામે ઠામ,
દલિતને ભેટે રે,
આપે દુ:ખીને આશ્વાસ, જીવન સુવાસ,
રાખે નવ છેટે રે.—જૂના૦

સખિ, બાપુ કેરે પાય, પ્રધાનો પળ ધાય,
અધિકારી આવે રે,

દીનહીનની શેરીએ સાદ, સ્વરાજ્યના નાદ,
સૌને મન ભાવે રે.—જૂના૦
સખિ! બાપુને દર્શને ચાલ, હસ્તિનાપુર હાલ,
જોવા જંખે રે,
મારૂં હૈડું ચાલો ચાલ, ભારત – પ્રતિપાલ
પ્રતિ ઉડે પંખે રે.—જૂના૦

સખિ અમૃત સ્રવતી વાણ, મોહનની સુજાણ,
સૂણવા દોડું રે,
મોહન – સુખદર્શન માટ, ઘડતી હું ઘાટ,
બીજું બધું છોડું રે.—જૂના૦

ધન્ય ભારતનાં નર–નાર, બાપુને જુહાર,
લળી લળી કરજો રે,
મહા સંતપુરુષનો સાથ, માથે એનો હાથ,
એ ના વિસરજો રે.—જૂના૦

( વલણ )

વિરલ સંતનો સાથ એ, મળ્યે બન્યા બડભાગ રે,
અનુગામી જન શોચશે: "એ મળ્યો ન અમને લાગ રે."

## કડવું ૧૫મું

એક આદમી અમેરિકાથી આવિયો રે,
મનુ ગાંધીજીને એમ મન ભાવિયો રે.

—એક આદમી૦

સાથે પુસ્તક ને પોથાં લાવિયો રે,
ખભે હંમેશ એનું લટકાવિયો રે.

—એક આદમી૦

'ભડ ભારતના' ગાંધી કેવા હશે રે!
કોઈ ભવ્ય મ્હેલમાં એ મને ભેટશે રે.

—એક આદમી૦

મોટી મંત્રીની કતાર લાગી હશે રે,
કંઈક સંત્રીઓ દ્વાર પર ટોકશે રે.

—એક આદમી૦

એ તો ધવલ મંદિર કેરા ખ્યાલમાં રે,
મને ગોઠવે ગાંધીનું ચિત્ર તાલમાં રે.

—એક આદમી૦

પૂછી ગાંધીનિવાસ પાસ આવિયો રે,
છતાં ઉતરી મગજની ન ચાવિયો રે.
—એક આદમી૦

દીઠું દ્વાર પણ સંતરી કો નહિં રે,
માને પરદેશી પંથ હું ભૂલ્યો અહીં રે.
—એક આદમી૦

દ્વાર ઓળંગી માર્ગ પૂછવા ચડયો રે,
નાનો બાગ લીલોછમ દ્રષ્ટે પડયો રે.
—એક આદમી૦

દૂર માલી શો માનવી ઉભો હતો રે,
ટૂંકી પોતડીમાં કૃષ દેહ દીસતો રે.
—એક આદમી૦

પૂછે પરદેશી પાસ જઈ શ્વાસે ભર્યો રે,
"ભાઇ મારગ બતાવ, પંથ વિસર્યો રે."
—એક આદમી૦

"આવો, કયાં જવું છે ભાઇ !" પેલા પૂછે રે,
જેની વાણી સાંભળવી જાણે રૂચે રે.
—એક આદ

"મારે ગાંધીજીને મહાન મેળે જવું રે,
ઝટ નામ બતાવ કાઈ, વિનવું રે."

—એક આદમી૦

"અહો આવ્યા અમેરિકાથી તમે રે!
"ઝટ ગાંધીજી બતાવી દેશું અમે રે."

—એક આદમી૦

હસી માળી એ રોપને મહારતા રે,
પૂછે "ગાંધીજીને કહેવી છે શું વારતા રે?"

—એક આદમી૦

સુણી પરદેશી થાય રાતો પીળો રે,
છતાં ગરજેથી થાય થોડો ઢીલો રે.

—એક આદમી૦

"તું ગાંધી છે તે પૂછે મર્મ મુજને રે?
"હવે ક્યાં છે ગાંધી એ જાણું તુજને રે."

—એક આદમી૦

"ગાંધી નામધારી દેહ તો આ ખરો રે,
"હવે નાહકના મુજને શીદ કરો રે?"

—એક આદમી૦

સૂણી સ્તંભિત પરદેશી ત્યાં તો થયો રે,
ગાંધી ગોતવામાં શોચે બની ગયો રે.

—એક આદમી૦

મીઠું માળીને મુખ હાસ્ય ઉછળે રે,
જોઇ પરદેશીનું ઉર તો ઉકળે રે.

—એક આદમી૦

એવે દૂરથી ત્યાં કોઇ મોટર આવતી રે,
આગે રાષ્ટ્રધ્વજ ભવ્ય ફરકાવતી રે.

—એક આદમી૦

પંડિત નહેરૂ મોટરમાંથી ઉતર્યા રે,
પેલા માળી પુરુષ પાસે ગયા રે.

—એક આદમી૦

નમ્યા માળીને પાદ પંડિત જદા રે,
પસ્તાઈ પરદેશી પૂછે તદા રે.

—એક આદમી૦

"કહો ગાંધીજીની ભેટ મને કયાં થશે રે!
આ ભવ્ય વૃદ્ધ પોતે ગાંધીજી હશે રે?"

—એક આદમી૦

"હા, હા એજ ભારત-પ્રાણ બાપુ ભલા રે,
"હજી ઓળખ્યા ન એમને કેવી કલારે !"
—એક આદમી૦

હસ્યા પંડિત પરદેશી છોભો પડયો રે,
ધિક ચવળે પાટેથી પોતે ચડયો રે.
—એક આદમી૦

હસ્યો પરદેશી ને બાપુ પણ હસ્યા રે,
એ હાસ્યમાં ઇશુજી જાણે વસ્યા રે.
—એક આદમી૦

ધન્ય ત્યાગ ને સાદાઈ ભારત-તણી રે,
પડી પરદેશીને છાપ સારી ઘણી રે.
—એક આદમી૦

સાચી સંસ્કૃતિ ભારતની કુટીરમાં રે,
જેની સાદાઇ સોહાય ખાદી ચીરમાં રે.
—એક આદમી૦

( વલણ )

સ્વેચ્છા ગરીબી સેવવી, એ છે ભારતનો સંદેશ રે,
દહેજે પ્રવાસી વિશ્વને, ગાંધીનો નમ્ર આદેશ રે

## કડવું ૧૬મું

( મુક્ત મનહર )

રોપ્યો રોપ જમનાને કાંઠે જે સ્વરાજ કેરો,
રખોપું બાપુજી કરે તેનું દિન રાત.
રૂડા રામરાજ્ય કેરાં પગરણ હિંદ વિષે,
થતાંમાં તો પ્રસરી છે વિશ્વ વિષે ખ્યાત.

બીનકોમી રાજ રૂડું, શીળી વડ ઘટા જેવું,
ફાલતું જોઇને પડી શેતાનને ફાળ;
"જામવા ન દેવું ઝાડ" શેતાન ઘડે છે ઘાટ,
"ઉગતામાં કપાવું એ નવી ફૂણી ડાળ."

સેતાન જગાડે સેના, પાઇને શરાબ કૂડો
કોમી વેર ઝેર કેરો, હિંદે પાકીસ્તાન.
ગાંધીજીના શાંતિકાર્ય સામે ન બોલાય છતાં,
પ્રસરતાં જ્યાં લઘુ કોમી કારસ્તાન.

પાકીસ્તાને કીધી પ્હેલ કોમી રાજ બની એણે.
લઘુમતિ હિંદુઓમાં પ્રસારી છે ધાક,
પાકીસ્તાને હિંદુ પ્રજા ભયને રંજાડ પેખી,
નાસવા રે લાગી છોડી વતનનો

[illegible] ધોકેધોક, ઘરબાર છોડી નાસે,
[illegible]વ હિંદ વિષે રોજ આશ્રયને કાજ;
[illegible] રાજ કેરા દુઃખ કેરી કથા કહે હિંદે,
[illegible]તામા કોમવાદ ગાજી દે અવાજ.

હિંદ, પાકીસ્તાન બેઉ પ્રદેશમાં ગૂંડાઓએ,
આરંભી કતલ, લૂટે મૂકે વળી આગ,
પર કોમ દેખી કાપે, વિસારીને ભાઈચારો,
ઘેર ઘેર કકળતા જાણે કાળા કાગ.

નારીઓની લૂંટે લાજ, કાપે કૂણાં બાળ અં[illegible]
'શાંતિ રાખો' કહે તેને ઘાલે ગૂંડી [illegible]
જુગની જોગણી જાણે હિંદ પાકીસ્તાને જાગી,
રૂધિરને માંસ કેરો પ્રચંડ શું હોમ ?

એક બાજુ ભાગી આવે પ્રજા પાકીસ્તાન કેરી
ધોકેધોક, દેવાં તેને કેટલો નિવાસ;
બીજી બાજુ કોમી આગ, બંગાળ પંજાબે જલે,
હોલવવા સત્તા તેને કરે છે પ્રયાસ.

નવું રાજ્યતંત્ર, નાણું થોડું, મુસીબત આવી,
પ્રધાન નહેરૂનો મહા મૂંઝાયે છે પ્રાણ,
કહ્યું ત્યાં બાપુએ: "ભલે ક્રોડ જન આવે હિંદે
"આપો સૌને રોટલો ને રે'વાનો નિવાસ.

"અભય દો મુસ્લીમને, ભાગે કો ન ભય પામી,
સરકાર હામી બને મુસ્લીમોની ખાસ,"
બાપુનો ચઢાવી બોલ શિરે પંત પ્રધાન તો
રાત દિન કરે કામ બનીને સજાગ.

પ્રધાન ને અધિકારી પંડિતનું વેણ ઝીલી
પૂરે નિરાશ્રિતો કેરી નાની મોટી માગ.
પાતળિયા પંડિતજી, કટી જેની સિંહ જેવી,
નિઃશસ્ત્ર નિર્ભીત ઘૂમે દિલ્હી ને બજાર.

ગૂંડાઓના કોટ વિષે કેસરી છલંગ મારે
તેમ જવાહર કૂદે, આશ્ચર્ય અપાર.,
પગલે પંડિત કેરે પ્રધાન ને સેના આવે,
ભલભલા ગૂંડાઓએ છક્કડ ત્યાં ખાય.

હિંમત પ્રજામાં આવે, પંડિતને જોઇ પાસે,
સુલેહ શાંતિની ઝટ સ્થાપના તો થાય.

વેરઝેર ભર્યાં, જાનમાલનું લીલામ કરી,
આવે નિરાશ્રિત હિંદ વિષે જે હજાર;
સમજાવી સહુને તે ગાંધી અને જવાહરે,
આશ્વાસિત કીધા મળી જાતે બહુ વાર.

અંતે પ્રાંત વ્યાપી કોમી આગ શમાવાને માટે
આદેશ બાપુએ આપ્યો, "મરજીવા થાવ."
"નિર્દોષની રક્ષા માટે નીકળો સેવકો સાચા,
ઘૂમો વાટે ઘાટ ભલે બલિ બની જાવ."

હાકલ બાપુની સૂણી નગરે નગર રચે,
શહીદોની સેના પૂરા મરજીવા લોક!
હાથમાં લૈ શિર ઘૂમે, અહિંસા અભય સાથે;
ધરે પ્રાણ પોતાનો જ્યાં સૂણે ત્રસ્ત પોક!

( વલણ )

શહીદ ઘણા ઇમ પ્રાણને, હસતા ન્યોછાવર કરે;
ભયનાં ભૂંડા પૂર તવ; ધીમે ધીમે ઉતરે.

## કડવું ૧૭મું

( આવો આવોને સખીઓ આજ રસતાળી પાડી—એ રાગ )

જ્યાં હિંદને પાકિસ્તાન બેઉ પ્રજળે રે,
ને માનવતાની રેખ મોંઘી કજળે રે.

ધીમે ધીમે બાપુને ઉર ભડકા બળતા રે,
નિજ નજરે લાખો લોક છે ટળવળતા રે.

કહે: “ આવી કસોટી આજ અહિંસા કેરી રે,
“ પાશવતા જાગી સોમ, પ્રજળે હોળી રે

“ મેં ઉપદેશી અહિંસા જીવન ભર જનને રે,
“ અબ હિંસા જોતાં કેમ ધારૂં તનને રે ?

“ આ હિંસા કેરી જ્વાળ બલિ મહા માગે રે,
“ બસ હોમું મારી જાત હું એ આગે રે.

“ હે અંતર્યામિ તાત ! પ્રકાશ તું પાથરજે !
“ વિશ્વાસે મૂકી નાવ મારગ દાખવજે !

“ આ આંધી હિંસાની ચઢી હે પિતા રે,
“ ઝટ દાખવ સાચો પંથ ટળે મુજ ચિંતા રે.”

કહે બાપુજી લોકને "હિંસા ટાળો,
"અહિંસાનો પૂરો મંત્ર જીવન ઉતારો.

"જો તોફાનો શમશે નહિ ઝટ ભારતમાં
"તો ધરીશ મારો દેહ એ દાવાનળમાં.

"મુસ્લીમનો વાંકો વાળ હવે જો ક્યાંય થશે,
"તો ક્ષતિ–પૂરણને કાજ મોહન આ મરશે.

"ઓ ભારતના મુસ્લીમ! તમારો હામી છું,
"સુખસંપે કરજો વાસ, હું શુભકાંક્ષી',

પસ્તાતા પદમાં પડી માફી માગે,
સંઘ ક્ષમા કરે ત્યાં સંત હસતા અનુરાગે.

આ દિવ્ય પુરુષનું તેજ આવું જોઈ રે,
શેતાને નિજની સાન સર્વે ખોઈ રે.

નોઆખલીમાં આગ નવલી પ્રગટાવી,
હિંદુની કત્લેઆમ ક્રૂર ત્યાં ફેલાવી.

એના પ્રત્યાઘાતો પાશવી એવા પડિયા,
કે ગુંડાઓ મેદાન ફરીને ગડગડિયા.

નોઆખલીનો કેર કાળો સૂણીને,
બાપુએ રોયા શીશ નિજનું ધૂણીને.

કહે "નોઆખલીમાં જાઉં શિરને સાટે રે,
"ત્યાં અહિંસાનો સંદેશ દેવા માટે રે."

( વલણ )

કમર કસીને વૃદ્ધ એ નોઆખલીમાં જાયરે,
હિંસાનો હુતાશન જળતો પ્રચંડ જ્યાં દેખાય રે.

કહે બાપુજી લોકને "હિંસા ટાળો,
"અહિંસાનો પૂરો મંત્ર જીવન ઉતારો.

"જો તોફાનો શમશે નહિ ઝટ ભારતમાં
"તો ધરીશ મારો દેહ એ દાવાનળમાં.

"મુસ્લીમનો વાંકો વાળ હવે જો ક્યાંય થશે,
"તો ક્ષતિ–પૂરણને કાજ મોહન આ મરશે.

"ઓ ભારતના મુસ્લીમ! તમારો હામી છું,
"સુખસંપે કરજો વાસ, હું શુભકામી છું".



આ બાપુની વીર–વાણુ સુણી ભારત ધડકે,
સૌ નેતાજનનાં ઉર ચિંતાથી થડકે.

જો હિંસાનાં તોફાન હવે નહિ શમશે રે,
તો અનશનથી નિજ દેહ મોહન દમશે રે.

કૈં ગુંડાઓ પણ લેશ મનમાંહી ધડક્યાં,
મોંઘા મોહનના બલિદાનથી સૌ કો ભડક્યા.

સંતપુરુષની પાસ કૈં ગુંડા આવી,
છોડી દે છૂપાં શસ્ત્ર મસ્તક ઝૂકાવી.

પસ્તાતા પદમાં પડી માફી માગે,
સંઘ ક્ષમા કરે ત્યાં સંત હસતા અનુરાગે.

આ દિવ્ય પુરુષનું તેજ આવું જોઈ રે,
શેતાને નિજની સાન સર્વે ખોઈ રે.

નોઆખલીમાં આગ નવલી પ્રગટાવી,
હિંદુની કત્લેઆમ ક્રૂર ત્યાં ફેલાવી.

એના પ્રત્યાઘાતો પાશવી એવા પડિયા,
કે ગુંડાઓ મેદાન ફરીને ગડગડિયા.

નોઆખલીનો કેર કાળો સૂણીને,
બાપુએ રોયા શીશ નિજનું ધૂણીને.

કહે "નોઆખલીમાં જાઉં શિરને સાટે રે,
"ત્યાં અહિંસાનો સંદેશ દેવા માટે રે."

( વલણ )

કમર કસીને વૃદ્ધ એ નોઆખલીમાં જાયરે,
હિંસાનો હુતાશન જળતો પ્રચંડ જ્યાં દેખાય રે.

કરી શકી ના ફોજ,
પોલીસો શાંતિ સંસ્થાપનનું કાજ,
દિવ્ય પુરુષના પુણ્ય પ્રતાપે,
સહેજ સિદ્ધ થયું તે આજ.

નોઆખલીને નિર્ભય કરતા,
સંત ગાંધીજી બિરાજે,
વાત સૂણી નાઠેલી વસ્તી,
આવી ત્યાં દર્શન કાજે.

'નિર્ભય' મંત્ર દીધો બાપુએ,
વસવા લાગ્યાં નર ને નાર,
સરકારે પણ સ્હાય કીધી ને,
ભાગ્યો ભૂમીનો ભય–ભાર.

કલકત્તામાં આવી સંતે,
કોમી એખાલસનો કોલ,
માગ્યો સૌ નેતાઓ પાસે,
અનશન કેરો નાખ્યો બોલ.

વૃદ્ધ સંત એ વરસ એંસીના,
અનશનથી જો પાડે દેહ,
'હાય ધિક ! ભારત !' સૌ કહેશે,
સંતપુરુષને દીધો છેહ.

## [illegible] શું

[illegible],
[illegible]નાં દિલ શું હરખાય!
[illegible],
પ્રેમપ્રકાશ બધે પથરાય.

સત્ય અહિંસાનો સંદેશો,
નિઃશસ્ત્ર સંત સુણાવે રોજ;
“મર્દ બનો!” એ કહે લોકને,
“ભયથી વ્યર્થ ગુમાવો ઓજ.”

“મોત લખ્યું મોડું વહેલું તો,
વીર બની ના જીવવું કેમ?
“અહિંસા કેરાં તેજ ઝીલીને,
બનો સૌ સો ટચનું હેમ.”

નિર્ભય સંત, નથી પોલીસ કે ફોજ
તણો ત્યાં ડાકડમાળ,
હુતાશન હોલવતા વિચરે,
સત્ય અહિંસાના પ્રતિપાળ.

નોઆખલીનાં ગામ-ગામડે,
સંત એકલા વિચરતા,
ઝૂંપડિયે ઝૂંપડિયે જઈને,
નિર્ભયતા જનમાં ભરતા.

કરી શકી ના ફોજ,
પોલીસો શાંતિ સંસ્થાપનનું કાજ,
દિવ્ય પુરુષના પુણ્ય પ્રતાપે,
સહજ સિદ્ધ થયું તે આજ.

નોઆખલીને નિર્ભય કરતા,
સંત ગાંધીજી બિરાજે,
વાત સૂણી નાઠેલી વસ્તી,
આવી ત્યાં દર્શન કાજે.

'નિર્ભય' મંત્ર દીધો બાપુએ,
વસવા લાગ્યાં નર ને નાર,
સરકારે પણ સ્હાય કીધી ને,
ભાગ્યો ભૂમીનો ભય–ભાર.

કલકત્તામાં આવી સંતે,
કોમી એખાલસનો કોલ,
માગ્યો સૌ નેતાઓ પાસે,
અનશન કેરો નાખ્યો બોલ.

વૃદ્ધ સંત એ વરસ એંસીના,
અનશનથી જો પાડે દેહ,
'હાય ધિક ! ભારત !' સૌ કહેશે,
સંતપુરુષને દીધો છેહ.

કંપી ઊઠ્યો રાષ્ટ્રદેહ સૌ,
જનતાએ નિજ જોડયા હાથ;
"કોમી એખાલસ સ્થાપીશું,
જીવા થયું ગાંધી નરનાથ!"

ભારતને ખૂણે ખૂણે સૌ,
બાપુના ગુણગાન સુણાય;
હિંદુ મુસ્લીમ સૌને,
ગાંધી શાતાનુ સ્થળ એક જણાય.

પાટનગરમાં આવી બાપુ,
કોમી ઐક્ય કરે મજબૂત;
રોજ પ્રાર્થના અંતે કહેતાઃ
"છોડો કોમી ભેદનું તૂત."

(વલણ)

કોમી ભેદનું તૂત જો, આ ગાંધી આમ મુકાવશે,
શેતાન શોચે મન વિષે તો કયમ કરી પોતે ફાવશે?

## કડવું ૧૯ મું

(મેવાડાની દેશી)

શેતાન શોચે હો, ઘડું ઘાટ ગાંધીનો,
એની સામે ચડાવું હું, અસત્યની આંધીઓ;

સત્ય અહિંસા નિશ્ચે એ, પ્રસારશે વિશ્વ વિષે,
એનાં તપ કેરાં તેજે રે, અંજાયું આ વિશ્વ દીસે. શેતાન૦

ગાંધી જીતી જાશે તો, નહિ મારો ઠામ રહે,
પછી પૃથ્વીને પાટે રે, મને કોઈ કેમ ચહે! શેતાન૦

મેં તો સત્ય – પૂજારી રે, સૉક્રેટિસને છૂંદ્યો,
વધસ્તંભે ઈશુને રે, ચઢાવીને ખૂબ ખૂંદ્યો. શેતાન૦

ઘણાઘણા મેં ફાંસા હો, ગાંધી કાજ ગોઠવિયા,
આજ લાગે છે સઘળા હો, અવળા જાણે ઓઠવિયા. શેતાન૦

એના તપ – તેજે રે, ભાગુ હું તો દૂર સદા,
લાગ શોધું છું લાખો રે, મળ્યો નથી એક કદા. શેતાન૦

આવો ઈર્ષ્યા, અસૂયા રે, ઉરે મારે વાસ વસો,
કાઢું ગાંધીનું કાસળ રે, કઠણ મારૂં ઉર કસો. શેતાન૦

દુષ્ટબુદ્ધિના દરિયા રે, આવો આજ યાદ કરૂં,
મને પંથ બતાવો રે, શેતાન હું સાદ કરૂં. શેતાન૦

મોટા પીર પેગંબર હો, પલકમાં પછાડું,
એક આની સામે હો, અટક્યું મુજ ગાડું. શેતાન૦

સાધ્યો મૂર્ખ મદનને મે, ખાલી એનો ઘાવ ગયો,
હાર્યો જીતી બાજી હું તો નિરાશ હું આજ થયો. શેતાન૦

આવો હિંસાની દેવી હો ! ગ્રહો મારે હાથ હવે,
મૂંઝાયું છે હૈયું હો ! હે રો અને મર્યા નવે શેતાન૦

(વલણ)

સેતાન શોચે મન વિષે કયમ હું કરું મોહન મ્હાત રે,
સૂઝે ના ઉપાય મન કો, ઘસે બેઉ હાથ રે

---

## કડવું ૨૦ મું

પંત પ્રધાન કહે 'બાપુજી ! પોલીસ થોડા આપુજી,
આપ શ્રીના રક્ષણને કાજે, થાણું અહિંયાં સ્થાપુજી.
મદન સમાણા દુષ્ટમતિ જે આવે ફરી કામેજી,
પકડી તેને પોલીસ ઝટપટ આગળ વધતા ડામેજી. પંત૦

ભારતપ્રાણ તમે બાપુજી ! ભોમ્યા દુષ્ટ જન ઝીંકેજી,
ઉંચા જીવ હમારા થાતા, કેવળ આપની છી કેજી પંત૦

પુણ્ય પવિત્ર દેહ તમારો એને જો કંઈ થાયેજી,
રાષ્ટ્ર તણી સરકાર તણુયે મુખ ઝાંખુ દેખાયેજી. પંત૦

આપશ્રી તો અહિંસાના પૂજક, રક્ષણને નહિ માગોજી,
નિર્ભયતાને વર્યા સંત છો, દેહ ભીતિને ત્યાગોજી. પંત૦

પણ બાપુજી ! રાષ્ટ્ર તણી અણમોલ વિભૂતિ કેરુંજી,
રક્ષણ કરવું ફરજ અમારી, ડગતો મનનો મેરુજી. પંત૦

પ્રધાન કેરા શબ્દ સૂણીને મોહન મીઠું હસતાજી,
કહે "તમારા શબ્દ ઉરે મુજ હાસ્ય બનીને વસતાજી. પં૦

"જનનું રક્ષણ અખિલ જગતમાં એક જનાર્દન કરતોજી,
"એને સોંપી શિર સદા હું ધ્યાન હૃદયમાં ધરતોજી. પં૦

"રક્ષણ બીજું વિભુ વિના ના પ્રધના! મારે ખપશેજી,
"સાચવશે સ્વામી ત્યાં સુધી જીવન મારૂં ટકશેજી. પં૦

"વિશ્વંભરથી વડો નથી કો ચોકીનો કરનારાજી!
"માટે પંતપ્રધાન ન કરશો ઔદ્ધો કોઈ કઠારાજી. પં૦

"અહિંસા કેરૂં કવચ ધર્યું મેં, રામનામ રખવાળુંજી.
"ભૂમી વિષે ના ભય કોઈનો પ્રધાન! હું તો ભાળુંજી. પં૦

"માટી કેરા દેહ મુજ આ પણ માટીમાં મળશેજી,
"ઇચ્છા જ્યારે થશે ઇશ્વરી કોઇથીયે ના ટળશેજી. પં૦

"કામ હશે જ્યાં સુધી દેહનું ઇશ્વર રક્ષી લેશેજી,
"કામ થશે સંપૂરણ ત્યારે તુરત ઉઠાવી દેશેજી. પં૦

"દેહ નથી આતમ હું તો છું, અજર અમર અવિનાશીજી,
"નિર્ભય બ્રહ્મ વિહાર કરૂં હું અખિલ ભુવનનો વાસીજી. પં૦

"પ્રધાન અહિંયાં પોલીસ આવે, અહિંસા તો લજવાશેજી!
"કાયર ગાંધી માની જગના લોકો 'હીઠી' કરશેજી. પં૦

( બ ગણ )

" કહો પ્રધાન પોલીસ્ત, હો, જનતાની સેવા આદરે,
" ઇશ્વરથી અદકું દેહનું આ કોણ રક્ષણ તે કરે ?"

## કડવું ૨૧ મું

વીરવાણી સૂણી બાપુ તણી દઢ વજ્જર રે,
તૂટયું પ્રધાન કેરે ઉર તિમિરનું કજ્જલ રે.
અહો વિશ્વકર્મા ! કેવો ઘડયો તેં ગજ્જરરે,
પુષ્પ જેવું સુકોમળ ઉર છતા જાણે વજ્જરરે.
દીસે ગાંધી રૂપ વિરાટ જાણે વજ્જરરે,
જેની સામે શેતાનો લાખ ઝીલે ના ટક્કરરે
દીસે ત્રિભુવનજેતા ભૂપ જાણે જબ્બરરે,
મોહ માયાએ ડગે નહિ ઉર ગળ ઢરે.
હોમી સુત દારા ને સુખ બેઠો અગ્ગદરે,
ચૂઝી આપી શેતાનને સાત સાંમી છક્કડરે.
એની વાણીમાંથી વીર નિપજે શા વજ્જરરે,
તિમિરમાં દીવા થાય હટે દૂર કજ્જલરે.
એનું હૃદય આમ જણાય જાણે રબ્બારરે,
પણ વજ્જરથી ઝીંકાય લાગે જબ્બારરે.
અતિ નમ્ર છતાંયે ટેક એવો અક્કડરે,
એની સામે પડે જે કોઇ ખાયે છક્કડરે.

એ તો બાંધ્યો ના બંધાય ક્યાંયે જક્કડરે,
એની સામે લડાવી કોઇ શકે ના લક્કડરે.

ધન્ય ભારતમાની કૂખ જણ્યો ગાંધી ફક્કડરે,
એને જોઇને ખાયે વિશ્વ આખું ચક્કરરે.

ધન્ય ભારત ભૂમીનું ભાગ્ય ! ગાંધી વજ્જરરે,
ઘડી આપ્યો વિધિએ ઘાટ સાચો ગજ્જરરે.

( વલણ )

ઘાટ વિધિ વિરલો ઘડયો, ગાંધી એક અજોડરે,
પૂરાં લક્ષણ પ્રગટિયાં ના મળે એકે ખોડરે.

## કડવું ૨૨ મું.

( ઢાળ )

પાટનગરમાં રોજ સાંજના કરે પ્રાર્થના બાપુજી,
બિરલાભવને વાસ કરે તે કથા હવે હું ભાખુજી.

થોકેથોકે લોક ઉલટતા બાપુજીને દર્શન રોજ,
સાંજપ્રાર્થના સમે મળે દર્શનની સૌને મોંઘી મોજ.
બિરલાભવને બાગે રૂડા રચી પ્રાર્થનાભૂમી એક.
રોજ સાંજના બાપુ આવી ત્યાં પાળે છે નિજનો ટેક.

સભા સમા મેદાન વિષે સૌ કરે પ્રાર્થના બાપુ સાથ,
દર્શન પામી કહે લોક સૌ " ઘણું જીવો ગાંધી હે નાથ !"
પૂરી પ્રાર્થના થાતાં બાપુ ઘન અમૃતનો વરસાવે,
નાના મોટા કૂટ કોયડા લોકોને સહુ સમજાવે.

## કડવું ૨૩મું

કોણ પ્રાર્થનાસભામાં ક્રૂર આવિયોરે,
સાથે પિસ્તોલ છુપાવીને લાવિયોરે ?

આવે જાય લોક પ્રાર્થનાભૂમિ વિષેરે,
એ તો ઊભો એક બાજુ દર્શન મિષેરે.....કોણ૦

એને શેતાને શરાબ પાયો વેરનો રે,
જાણે ઘડાયો એ કાલકૂટ ઝેરનોરે.....કોણ૦

કાળા ક્રોડ નાગ નાચે એની દ્રીડીએરે,
પણ પ્રાર્થનાસભામાં કેમ ટોકીએરે ?....કોણ૦

અહીં તો પેગંબર પ્રેમનો પધારતોરે,
કાલકૂટ વેર ઝેર ને વિદારતો રે.....કોણ૦

કંઈ ચકોરીશાં ચક્ષુ પંથ તાકતાં રે,
"ક્યારે આવે બાપુ!" બોલીને અધીરતાંરે.....કોણ૦

માંડી સૌએ બાપુ પંથ ઉપર મીટડી રે,
પેલા અસુરમાં તો પ્રેમ જ્યોત પીટડીરે.....કોણ૦

બાપુ ભુવનમાંથી બહાર એવે નીસરે રે,
મુખે પૂનમના ચંદ્ર શું સ્મિત ઝરે રે.....કોણ૦

"કોમી ઐક્ય હજુ સાધે, ગરીબ દીનના દુઃખમાં પાડો ભાગ,
"સ્વરાજ્ય સાચવવાને માટે રહેવું પડશે ખૂબ સજાગ.
"હિંદુ મુસ્લીમ પ્રેમ થઈ દિલ એકબીજાનાં જીતો આપ,
"સુખી થશો ને વિશ્વ ઉપરે પડશે તેની સુંદર છાપ.

"પ્રેમ અને અહિંસાથી મોટું શસ્ત્ર નથી કો શોધાયું,
"હિંસા સામે પ્રેમ જીતશે ફરી ફરી તેં સમજાવ્યું.
"મને મારવા બૉમ્બ ફેંકતો ભીંત ભૂલ્યો એ ભાઈજી,
'રાખે રામ ન કોઈ ચાખે' એહ મતિ મેં ગાઈજી.

"ભલે ગયો એ બૉમ્બ ફેંકતો દિલ એનું ના દુભશોજી,
"હૃદય જીતવા માટે ધીરજ આપ સહુયે ધરશોજી.
"મને જીવનનો મોહ નથી, મેં ઈશ્વરને સોંપી છે જાત,
"મારે કે જીવાડે એ છે ઈશ્વર ઈચ્છા કેરી વાત."

'બાપુનાં આ અમૃતવચનો સાંભળવા બહુ આવે લોક,
'દર્શન કરતાં દિલ આનંદે, ઉભરાયે જન થોકેથોક.
'સાંજ–પ્રાર્થના તણી સભાનો સંદેશો વિશ્વે વંચાય,
'વૃત્ત–રેડિયો દ્વારા એ તો આખી આલમમાં ફેલાય.

'ભરત ભોમના સંત બાપુજી મુખથી જે જે બોલેજી,
'તે સાંભળતાં રાષ્ટ્ર રાષ્ટ્રના શાણા લોકો ડોલેજી.

( વલણ )

સરવા કરીને કાન, વિશ્વ બધુયે સુણતું,
શુભ બાપુનો સંદેશ, હર્ષ માથું ધૂણતું.

## કડવું ૨૩મું

કોણ પ્રાર્થનાસભામાં ક્રૂર આવિયોરે,
સાથે પિસ્તોલ છુપાવીને લાવિયોરે ?

આવે જાય લોક પ્રાર્થનાભૂમિ વિષેરે,
એ તો ઊભો એક બાજુ દર્શન મિષેરે. ...કોણ૦

એને શેતાને શરાબ પાયો વેરનો રે,
જાણે ઘડાયો એ કાલકૂટ ઝેરનોરે.....કોણ૦

કાળા ક્રોધ નાગ નાચે એની ડોકીએરે,
પણ પ્રાર્થનાસભામાં કેમ ટોકીએરે ?....કોણ૦

અહીં તો પેગંબર પ્રેમનો પધારતોરે,
કાલકૂટ વેર ઝેર ને વિદારતો રે.....કોણ૦

કંઈ ચકોરીશાં ચક્ષુ પંથ તાકતાં રે,
"ક્યારે આવે બાપુ!" બોલીને અધીરતાંરે.....કોણ૦

માંડી સૌએ બાપુ પંથ ઉપર મીટડી રે,
પેલા અસુરમાં તો પ્રેમ જ્યોત ફીટડીરે.....કોણ૦

બાપુ ભુવનમાંથી બહાર એવે નીસરે રે,
મુખે પૂનમના ચંદ્ર શું સ્મિત ઝરે રે.....કોણ૦

સ્મિત શીલતામાં પ્રેમની લહરી ચડે રે,
જયનાદ ગાંધીજીનો જનતામાં પડે રે.....કોણ૦

નમ્ર સંત બેઉ કર જોડી ચાલતા રે,
ધીમે પ્રાર્થનાભૂમિમાં પધારતા રે.....કોણ૦

ઉરે ઉરે પ્રેમ કેરી ગંગા ઝરે રે;
જાણે ભારતભૂમિને પાવન કરે રે.....કોણ૦

જાણે તથાગત પ્રભુ પાછા ફર્યા રે,
ગાંધીરૂપ ધારી ભોમ વિષે વિચર્યા રે.....કોણ૦

'ગાંધી મા'તમાકી જય' નાદો થતા રે,
દેવ વિમાને ચઢીને અભિનંદતા રે.....કોણ૦

દુષ્ટ દૈત્ય લાગ જોઈ આગે આવિયો રે,
પ્રથમ બાપુને શિર નમાવિયો રે.....કોણ૦

પછી કાઢે પિસ્તોલ દુષ્ટ ગોડસે રે,
દિવ્ય બાપુ તે જોઇ મૃદુ હસે રે.....કોણ૦

દાબી ચાંપ ને પિસ્તોલના ઘોડા ચડયા રે,
ધડાધડ ગોળી છૂટી બાપુ પડયા રે.....કોણ૦

'હે રામ,' બોલી બાપુ ભોમિ ઢળ્યા રે,
દેખી દેવતા વિમાનમાં કળકળ્યા રે.....કોણ૦

અટ્ટહાસ્ય દુષ્ટ દૈત્ય ગોડસે કરે રે,
'ધિક! ધિક! દૈત્ય' લોક એમ ઉચરે રે.....કોણ૦

તૂટે આજ ગેરૂની ટૂંકો રે, લાગી મહાકાળની ફૂંકો રે.
સૂણી આપનું સ્વર્ગપ્રયાણ,
જાણે શઠ તરેલાં સૌ વહાણ;
ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે.

ભૂંડા ! આજ પથ્થર રોયા રે, રિપુઓએ રંગ આ જોયા રે,
પિતાની પુત્રે કીધી જે ઘાત,
કલંકની કારમી કેવી વાત !
ભૂંડા, આજ દિગ્ગજ ડોલે રે.

ભૂંડા ! શેષ નાગજી સડકે રે, ધરા તારા પાપેથી થડકે રે,
કીધી કેમ પૂજ્ય પુરુષની ઘાત ?
લજાવ્યાં ધિક તેં માત ને તાત;
ભૂંડા, આજ દિગ્ગજ ડોલે રે.

ગોઝારા ઓ ગોડસે તારા રે, પાપે તૂટી પડે છે તારા રે,
પૂજ્ય પરે ગોળી ચલાવી રે,
મૂઢ માનવજાત લજાવી રે;
ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે.

માઝા આજ સાગર મૂકે રે, જાણે રુદ્ર શંખજ ફૂંકે રે,
ભૂંડા કાલ કરાલ કોપે રે,
પિતૃ – હત્યાના પાપે રે;
હાય, આજે દિગ્ગજ ડોલે રે.

ભૂંડા ! દશ ધણીની દિશાએ, પડ્યા સૌ માનવ ફીસ્સા રે,
થતાં મોહનનું કારમું મોત,
હોલાણી માનવતાની જ્યોત;

ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે,
જાણે રૂદ્ર મહામખ ખોલે રે.

ભૂંડા! આજ ડુંગર ડોલે રે, હિમાદ્રિયે હૈડું ખોલે રે,
કીધી ક્રૂર! મોહન કેરી ઘાત,
પડી જાણે વિશ્વે કાળી રાત,
ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે.

ઘરે ઘર આજ રૂવે નરનાર, સવે સૌની આંખમાં શ્રાવણધાર,
રોળાયો ભારત કેરો પ્રાણ,
હવે કોણ દીન હીનોનું ત્રાણ ?
ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે !
જાણે રૂદ્ર મહામખ ખોલે રે.

દેશો દેશ છોડે દિલાસાના તાર, યુરોપે અફસોસના ઉદ્દગાર,
જતાં ગાંધી માનવતાનો મેર,
વર્ત્યો આખા વિશ્વમાં કાળો કેર,
ભૂંડા આજ દિગ્ગજ ડોલે રે,
જાણે રૂદ્ર મહામખ ખોલે રે.

(વલણ)

ધિક રતનને રોળિયું, હતભાગી ભારત દેશ રે,
ક્રૂર કામ કરીને લૂછી માનવતાને મેંશ રે!

## કડવું ૨૫ મું

( સોરઠા )

કરે પિતાની ઘાત, પુત્ર બની ના આર્ય એ;
લજ્જી એણે જાત, બૂરૂં કિધ સૌ વિશ્વનું. ૧

ગાંધીરૂપ વિરાટ, વામન તો સમજ્યા ન એ;
અવળો વાળી દાટ, પગ કાપે પોતા તણા. ૨

મોહન તો અવિનાશ, એને શસ્ત્ર હણે નહિ;
કંસની ખોટિ આશ, પ્રકાશ થઇ એ તો ફરે. ૩

અમર મરીને થાય, મોહન જેવા સંત તો;
મૂઢને ન સમજાય, મરી જીવે જે વિરલા ૪

મોહનવડની છાંય, રૂડી આખા વિશ્વને;
જગત શાંતિની ઝાંય, હવે ફરી ક્યાં દેખવી? ૫

સંત વિહોણી ભોમ, ઝાંખી આજ થઇ ઝૂરે;
મખમાં મોઘો હોમ, થઇ ગ્યો ચેતો બાપલા! ૬

મોહન તારા બોલ, ફરી ફરીને ગાજતા,
મનમાં થાયે તોલ, બાજી ભૂલ્યા બાપલા! ૭

o

( ઢાળ )

કાલ જૂની જમનાને કાંઠે રાજઘાટને ઓવારે,
ચંદન કેરી રચી ચિતા ત્યાં વિરાટ રડતો ચોધારે.

ભવ્ય માન સમ્રાટથી અદકું ગાંધીજીને આપે લોક;
શ્મશાન યાત્રા જોતાં દ્રવતા નરનારીના થોકેથોક.

ગાંધી નકલંક કેરી જોઈ મહાયાત્રા નિર્વાણતણી,
દર્શન માટે આવ્યા દેવો, સ્વર્ગથી મૂકી નીસરણી.

રાજઘાટ કાલિંદી કેરો તીર્થ બન્યો મોહનને કાજ;
માન અદબથી ઉભા દેવો ને નરપત છોડીને તાજ.

પુષ્પવૃષ્ટિ શું થાય ગગનથી, જય જય નાદ કરે સુરસાથ!
પૂરણ કાર્ય થયું અવતારી, જય પામ્યા ગાંધી જનનાથ.

× × × ×

પૂણ્ય પવિતર મોહન કેરાં અસ્થિ ભસ્મ ભલાં સચવાય,
દિવ્ય ઠામમાં ભરી દેવતા, સકળ તીર્થમાં લેતા જાય.

ભારતની ગંગા જમુનાને સિંધુ, સરસ્વતી સોહાય,
ગોદાવરી. કાવેરી આદિમાં અસ્થિ વિસર્જન થાય.

રાષ્ટ્રપિતાનો દેહ એમ આ અણુ અણુ ભારતને ભોમ,
વ્યાપ્યો ચિર સનાતન હેતો સત્ય અને સ્વાર્પણનું જોમ.

બ્રહ્મજ્યોતમાં જ્યોત સમાણી, મોહન પદ પામ્યા નિર્વાણ,
અમર આર્યના મનમંદિરમાં પણ બાપુના પૂરણ પ્રાણ.

વિશ્વ જીવન ને વિરલ મૃત્યુનો સંદેશો આપીને આપ,
સ્વર્ગે પધાર્યા ભલે સંતજી ! ધન્ય, ધન્ય થયા નિષ્પાપ !

હાથ ઘસે શેતાન બાપડો, અજિત ગાંધી ચાલ્યા જાય
મ્હાત કરી મૃત્યુને જ્યોતિ ઘરઘરમાં હિંદે ફેલાય

પસ્તાવાના પુનિત ઝરણમાં સ્નાન કરીને શુદ્ધ થશું,
કોમી ભેદ હવે ભારતમાં બાપુ ! ના રહેવા દઈશું

પ્રેમ-અહિંસાનો સંદેશો વિશ્વ વિષે ફેલાવીશું
પેગંબર શા બાપુજીની યશગાથા ફરકાવીશું

વિશ્વ વિષે ભારતનો ડંકો બાપુજી વગડાવીશું,
સત્ય-ન્યાય ને નીતિ પર સ્થાપી મહા નામ ઉજાળીશું

બે હજાર ને છઠ્ઠા વર્ષે વીર વિક્રમના ગુજરાતે,
ભારતભોમની આઝાદીના નયન ખીલ્યા પરભાતે

ગાંધીજીના સ્વર્ગગમનની કથા ગૂંથી શ્રીસ્થળ ગામે,
પોષ શુકલની સોમ સપ્તમી લખી લેખિણી વિરામે

( વલણ )

સ્વર્ગગમનની કથા સુણશે આ, જનના પાતક જાય રે,
જેઠાલાલ કહે 'જયભારત' શ્રોતા વક્તા ગાય રે

# ટિપ્પણ

**મંગલાચરણ:**—વાગીશ્વરી=સરસ્વતી. મહાનિર્વાણ=પરમ પદ, મુક્તિ. મંગલાચરણમાં પરિપાટી અનુસાર દેવતાની સ્તુતિ તથા વસ્તુનિર્દેશ કરવામાં આવ્યો છે.

**કડવું ૧ લું:**—સુદામાપુરી=પોરબંદર. શીલ=ચારિત્ર્ય. "રાજચંદ્ર....ચૂસે"=પૂ૦ મહાત્માજીએ ધર્મ, ઇશ્વર અને આત્મા વિષેની અનેક શંકાઓનું શ્રીમદ રાજચંદ્રને પૂછીને સમાધાન મેળવ્યું હતું તે વાત પ્રસિદ્ધ છે. તમન્ના=આતુરતા. ગૌરાંગો=અંગ્રેજો. દધીચિ=એ નામના ઋષિએ દેવતાઓના કાર્ય માટે પોતાનાં હાડકાં અર્પણ કર્યાં હતાં વર્તમાન કાલમાં તેવું જ સ્વાર્પણ કરનાર દધીચિ ( મહાત્મા ગાંધીજી) એ પણ સાબરમતી કાંઠે દધીચિ આશ્રમની નજીકમાં જ આશ્રમ સ્થાપ્યો.

કહ્યું: 'રાજ તમ સાલે '=ચક્રવર્તી બ્રિટિશ સામ્રાજ્યની ઉઘાડે છોગે આકરી ટીકા કરનાર મહાત્મા મોહનદાસે જ્યારે પહેલવહેલું એ સલ્તનતને આખરીનામું (Ultimatum) આપેલું ત્યારે આખું જગત ચકિત થયું હતું. ભડ=વીર પુરુષ. બિરદાવતા=પ્રસંશા કરતા.

**કડવું ૨ જું:**—કડવા ૧ લા તથા બીજામાં મહાત્મા ગાંધીજીના ભવ્ય રોમાંચક જીવનનો તથા સ્વાતંત્ર્ય-જંગનો અતિ સંક્ષેપમાં ખ્યાલ આપી હવે પછીના કડવા ત્રીજાથી હિંદના ભાગલાની પૂર્વઘટનાઓ—જે પૂ૦ મહાત્માજીના બલિદાન માટે મોટે ભાગે કારણરૂપ બની હતી તેનું વિગતે વર્ણન આવે છે. રેંટુડો=રેંટિયો. વરણાગી=ટાપટીપ. બુદ્ધ=જાગૃત. પેગંબર=વિશ્વને અહિંસા-પ્રેમ અને સત્યનો સંદેશો નવીન

ભાષ્ય=ટીકા. ચરૂ....ઉકળે=ભારતની સ્થિતિ કોમી કલહથી આવી કટોકટીભરી બનેલી છે.

કડવું ૮ મું:—ભારતના ભડ=દેશનેતાઓ. અંધકાર દીસે ચોપાસે=હિંદના ભાગલાની વાતથી પૂ૦ ગાંધીજીને ઘણી જ નિરાશા થઈ હતી. ભાલેભાલું=જે કહે તે કબૂલ છે. લીગવાદી=મુસ્લીમ લીગ પક્ષ.

કડવું ૯ મું:—હિંદના "ભારત" અને "પાકીસ્તાન" એવા બે ભાગલા પાડવાથી દેશજનોને તથા નેતાઓને થયેલા આઘાતનું બયાન આ કડવામાં મળે છે. વજ્જર રોયાં=કઠણ પુરુષો પણ રડી ઉઠયા. શસ્યશ્યામ=અઢળક પાકતા અનાજના અંબારથી શ્યામવરણી ભારત ભૂમિ. રિપુઓ=દુશ્મનો.

કડવું ૧૦ મું:—બીન મઝહબી=કોઇ પણ એક ધર્મનું નહિ એવું.

કડવું ૧૧ મું:—નિશાનો=વાવટા. શેરૂ=મુખ્ય મણકો.

કડવું ૧૨ મું:—આ કડવામાં સ્વતંત્ર ભારતના માનવંત પ્રધાનો બાપુજીને વંદના કરે છે તેનું ચિત્ર દોરેલું છે. આની સાથે સરખાવો પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ'ની કડવા ૧૪ માની નીચેની થોડીક પંક્તિઓ:—

" આ કિષ્કિન્ધાનો અધિપતિ છે, વિનત વાનર એવું નામજી.
" ત્રણ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ:રાઘવજી !
" આ અંગદનો માતામહ જોદ્ધો તાર કપિ એવું નામજી:
" પચાસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી !

× × × ×

ભાષ્ય=ટીકા. ચરૂ....ઉકળે=ભારતની સ્થિતિ કોમી કલહથી આવી કટોકટીભરી બનેલી છે.

કડવું ૮ મું:—ભારતના ભડ=દેશનેતાઓ. અ ધકાર દીસે ચોપાસે=હિંદના ભાગલાની વાતથી પૂ૦ ગાંધીજીને ઘણી જ નિરાશા થઈ હતી. ભાલેભાલું=જે કહે તે કબૂલ છે. લીગવાદી=મુસ્લીમ લીગ પક્ષ

કડવું ૯ મું:—હિંદના "ભારત" અને "પાકીસ્તાન" એવા બે ભાગલા પાડવાથી દેશજનોને તથા નેતાઓને થયેલા આઘાતનું બ્યાન આ કડવામાં મળે છે. વજ્જર રોયાં=કઠણ પુરુષો પણ રડી ઉઠયા. શસ્યશ્યામ=અઢળક પાકતા અનાજના અંબારથી શ્યામવરણી ભારત ભૂમિ. રિપુઓ=દુશ્મનો.

કડવું ૧૦ મું:—બીન મહઝબી=કોઈ પણ એક ધર્મનું નહિ એવું.

કડવું ૧૧ મું—નિશાનો=વાવટા મેરૂ=મુખ્ય મણકો.

કડવું ૧૨ મું:—આ કડવામાં સ્વતંત્ર ભારતના માનવંત પ્રધાનો બાપુજીને વંદના કરે છે તેનું ચિત્ર દોરેલું છે. આની સાથે સરખાવો પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ'ની કડવા ૧૪ માની નીચેની થોડીક પંક્તિઓ:—

" આ કિષ્કિન્ધાનો અધિપતિ છે, વિનત વાનર એવું નામજી.
" ત્રણ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામઃરાઘવજી !
" આ અંગદનો માતામહ જોદ્ધો તાર કપિ એવું નામજીઃ
" પચાસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામઃ રાઘવજી !

× × × ×

( શયતાન )=સત્યનો વિરોધ કરનાર સત્ત્વ. જગતમાં સત અને અસતનો ગજગ્રાહ ચાલ્યા કરે છે, તેમાં અનિષ્ટ તત્ત્વોને સહાય કરનાર તે શયતાન છે. ગાંધીજીના સત્ય અને અહિંસાના કાર્યમાં વિઘ્ન નાંખવા મથતા શયતાનનો ઉલ્લેખ આ આખ્યાનમાં હવે પછી ઠેર ઠેર આવે છે.

ગૂંડી=કાપીનાંખી. હામી=જામીન. પંત=મુખ્ય. ગુંડાઓના કોટ વિષે...અપાર=દિલ્હીનાં કોમી તોફાનો વખતે ભારતના વડાપ્રધાન પંડિત જવાહરલાલ જાતે શેરીઓમાં ઘૂમી ગુંડાઓને પડકારતા હતા તે વાત સૌના મનમાં તાજીજ છે.

કડવું ૧૭ મું:—હિંદ–પાકીસ્તાનનાં કોમી તોફાનોથી અહિંસાના પેગંબર બાપુજીનું હૃદય પ્રજળી ઉઠયું. હિંસાનો એ દાવાનળ હોલવવા પોતાની જીંદગી હોમવા તેઓ તૈયાર થયા. પાશવતા=ભાઇ ભાઇને કતલ કરવાની હિંસક ભાવના. શુભકામી=ભલું ઇચ્છનાર. અનશન=ઉપવાસ

કડવું ૧૮ મું:—કોમી આગથી સળગતા નોઆખલીમાં પગપાળા પ્રવાસ કરી જાનના જોખમે બાપુજીએ શાંતિ સ્થાપી એ ઐતિહાસિક પ્રસંગ આ કડવામાં ગૂંથેલો છે. આતતાયી=ખૂની, ગુંડાઓ. 'ભાગ્યો ભૂમીનો ભયભાર'= નોઆખલીમાં વ્યાપેલો ભય દૂર થયો ને આખા દેશમાં તે અંગે ફેલાયેલાં ભય તથા વ્યગ્રતા પણ દૂર થયાં. કોમી એખાલસ=કોમ કોમ વચ્ચેનો ભાઇચારો. "ભારતને ખૂણે ખૂણે.... સ્થળ એક જણાય"=આ પંક્તિઓ તે વખતે ગાંધીજી પોતાની લોકપ્રિયતા તથા કાર્યસાધકતાની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા, એમ યથાર્થ રીતે સૂચિત કરે છે.

'દિલ એનું ના દુભશોજી'=બૉમ્બ ફેંકનાર મદનલાલને દેશન ન કરવા પ્રાર્થનાસભા વખતે જ બાપુએ જાહેર કર્યું હતું. સરવા=ચકોર, આતુર.

કડવું ૨૩ મું:—કોઈ પણ કલમને કંપાવે, થડકાવે એવા કરુણતમ પ્રસંગનું–મહાત્માજીના નિધનનું બ્યાન કરવા આ કડવામાં પ્રયાસ કરેલો છે. પહેલી આઠ લીટીમાં ખૂની ગોડસેનુ કરાલ રુપ દર્શાવ્યું છે, તે પછી પૂ૦ બાપુજીની મહત્તાનું ચિત્ર આવે છે. 'કંઈ ચકોરીશાં ચક્ષુ પંથ તાકતાં રે'=પ્રાર્થનાભૂમીમાથી હજારો આતુર નયનો બીરલાભુવન તરફ મીટ માંડી બાપુજીની પ્રતીક્ષા કરી રહ્યા હતાં

અસુર=ખૂની. ભુવનમાંથી=બીરલાભુવનમાંથી. 'મુખે ... સ્મિત ઝરે રે'=બાપુજી આ વખતે તેમની સોળે કલાએ ખીલ્યા હતા એવી વ્યંજના પણ આમાં રહેલી છે. તથાગત-પ્રભુ=બુદ્ધ ભગવાન. મૃદુ હસે=દેહની અસારતા સમજનાર તથા મરણનો ભય વટાવી ગયેલા મહાત્મા હાસ્ય કરે એજ ઉચિત કલ્પના છે.

કડવું ૨૪ મું:—દિગ્ગજ=દિગ્પાળ. ટૂંકો=શિખરો. મહામખ=મહાનાશનો યજ્ઞ. ત્રાણ=રક્ષણ કરનાર માનવતા= મનુષ્ય જાતિ.

કડવું ૨૫ મું:—કંસ=ખૂન કરનાર. મોહનવડ=મહાત્મા ગાંધીજીરુપ મહાન વડવૃક્ષ. મખ=યજ્ઞ. વિરાટ=જનતારૂપ મહા વિરાટ. નકલંક=દશમો અવતાર. કાલિંદી=જમુના. શ્રીસ્થળ=સિદ્ધપુર.

---

# ઉંઝા ફાર્મસી લી. નાં ગુજરાતી પ્રકાશનો



૧. મોક્ષમાલા ( શ્રીમદ રાજચંદ્ર )

૨. જિનવાણી ( જૈન અને અન્ય દર્શનોની તુલના )

૩. આત્મસિદ્ધિ શાસ્ત્ર ( શ્રીમદ રાજચંદ્ર )

૪. શ્રીમદ રાજચંદ્રના પત્રો

૫. મહાત્મા ગાંધીજી અને શ્રીમદ રાજચંદ્ર

૨. સમાધિશતક ( અર્થ સહિત )

૭. આત્મિક પત્રો ( શ્રી. ટોડરમલના અધ્યાત્મિક પત્રો )

૮. આત્મજ્યોતિ ( શ્રીમદ રાજચંદ્ર )

# ગાંધીનિર્વાણ આખ્યાન

( શુભેચ્છા )



" ગાંધીનિર્વાણ આખ્યાનનુ આમુખ લખવા હુ કબૂલ છુ * * આપની સાહિત્યપ્રવૃત્તિ લોકોપકારક થાય એવી પ્રાર્થના છે."

—આ. ડૉ. [illegible]



"તમારાં કડવાં બહુ સુરેખ અને સાફ છે."

— [illegible]

